ફ્રી ૧૦૦ એક મુસ્લિમ ભાઇ

તરફથી ૧૩૬

# સીરતે નબવી



આવૃત્તિ બીજી પ્રત ૫૦૦૦

ઉર્દૂના લેખક

**હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબ**

આ ટાઇટલ કાગદી બજાર અમદાવાદમાં આવેલા ધી **નિઝામી** પ્રી. પ્રેસમાં મીરઝા હુસૈન અશરફ મોહમ્મદ અશરફે છાપ્યું છે.

૭૮૬

# બીજી આવૃતિનું નિવેદન

૭ મહીના પહેલાં શબે બરાતના શુભ પ્રસંગે આ કિતાબની પહેલી આવૃતિની આઠ હજાર કોપીઓ બહાર પાડવામાં આવી હતી અને મુસ્લિમો તેમજ ગેરમુસ્લિમોમાં છૂટથી વ્હેંચવામાં આવી હતી

દેરૂ હુ.

ઈદે મીલાદ સને ૧૩૫૦ } નબીએ અરબનો ગુલામોના ગુલામ
પાંચપટી-અમદાવાદ } નિઝામુદ્દીન એ. કુરેશી

૭૮૬



# સીરતે નબવી

પયગમ્બર હઝરત મોહમ્મદ સ૦નું જીવન ચરિત્ર

ઉર્દુમાં રચનાર.

હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબ દહેલ્વી

અનુવાદક.

જહાંદારશાહ શિગુફ્તા સુલતાન દહેલ્વી




પ્રગટ કર્તા.

નિઝામુદ્દીન એ. કુરેશી.

એડીટર દીન પાંચપટી—અમદાવાદ.

સને ૧૯૩૧ હિજરી ૧૩૫૦

આવૃત્તિ ૨ જી પ્રત ૫૦૦૦

૧૫૯૦૫

# હઝરત પીરાને પીર કદ૦નું જીવન ચરિત્ર

આ પુસ્તકમાં હઝરત પીરાને પીર કદ૦ નો નસબ અને જન્મ અને હઝરતના બુઝુર્ગોની હકીકત. હઝરતની તાઅલીમ, મુસાફરીમાં સચ્ચાઇનો ચમત્કાર; બગદાદમાં પધરામણી, આપના ઉસ્તાદ, ઇલમ હાસલ કરવામાં વેઠેલી તકલીફો, મુસાફરી અને ઇબાદત, રિયાઝત અને મુજાહિદા, અદભુત બનાવો, ચોરોનું ભયભીત બનવું, આપના પીર, ખિરકો પહેરવો, લોકોની ફિદાગીરી, આપનો વઅઝ અને નસીહત, આપની બહાદુરી, યહુદીઓ અને ખ્રિસ્તીઓનો ઇસ્લામ સ્વીકારવો, બદમાશોનું સુધરવું, આપનો ઉંચ મરતબો, આપના વઅઝની અસર, ફતવા લખવા, શિક્ષણ આપવું, એક વિચિત્ર ફતવો, આપનો સિમાઅ, એક ગવઇયાની તવબા, આપના સદગુણો, બચ-પણની રમતોથી દુર રહેવું, જરૂરતના પ્રસંગે પણ ન માંગવું, નજરાણાનો અસ્વિકાર, આપનો હુલીયો મુબારક, આપનો પહેરવેશ, આપના અલકાબ, આપના વચન, કસીદએ ગવસીયાનો ખુલાસો, આપની બીબીઓ અને અવલાદ, આપના સમયના મશાયખીન, આપની વફાત, વગેરે ખુલાસા વાર વર્ણન લખવામાં આવ્યું છે, ખાસ કરી આપના અમુલ્ય વચનો ખાસ સોનેરી અક્ષરોએ લખી રાખી મનન કરવા જોગ છે, **પાકા પુંઠાના પુસ્તકની કીંમત એક રૂપીઓ.**

મોટું પ્રાઇસલીસ્ટ મફત મોકલવામાં આવે છે.

**" દીન " ઓફીસ**

પાંચપટી—**અમદાવાદ.**

૭૮૬

# હઝરત ખ્વાજા હસન નિઝામી સાહેબની પહેલી આવૃતીની



## ભુમિકા.

દુનિયા આખીને માટે હઝરત પયગમ્બર (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ને ખુદાએ પોતાનો સંદેશો પહોંચાડનાર–પયગમ્બર બનાવીને મોકલ્યા અને સૌ કોઇને માટે આશીર્વાદ બનાવ્યા એ માટે ખુદાનો આભાર માનવાનો છે તેઓએ માનવજાતિ માત્રને ગુમરાહી (અધમાચાર) થી બચાવીને અલ્લાહ તઆલાનો સન્માર્ગ દેખાડયો. દુનિયાની જીંદગી અને પરલોકની મુકિતનો માર્ગ તેમના શિક્ષણથી સૌ કોઇએ જાણ્યો.

આવા ભલા રસુલની હકીકત સૌ કોઇએ જાણવી જોઇએ, દુનિયાની કોઈ ભાષા એવી નથી જેમાં હઝરત મોહંમદ (સલ્લલ્લાહો અલયહે વસલ્લમ) ની જીંદગીનો હેવાલ ન હોય. અંગ્રેજી ભાષામાં પણ ઘણાં પુસ્તકો અંગ્રેજોએ હ.રસુલુલ્લાહ (સ.)ના ચરિત્ર ઉપર લખ્યાં છે. ફ્રેંચ, જરમન અને યુરોપ અમેરીકાની બીજી ભાષાઓમાં પણ એવાં પુસ્તકો છે.

અરબી, ફારસી, તુરકી, ચીની અને જાપાની ભાષાઓમાં પણ હ. રસુલુલ્લાહ (સ.)નાં જીવન ચરિત્ર મોજુદ છે, હિન્દુસ્તાનની સર્વથી મોટી ભાષા ઉર્દુમાં પણ સેંકડો પુસ્તકો હઝરતના હેવાલમાં છે, ઉર્દુ

સિવાય હિન્દની બંગાળી, ગુજરાતી, મરાઠી, કાનડી, ભાષાઓમાં પણ હ. રસુલુલ્લાહ (સ.) નાં જીવન ચરિત્ર મોજુદ છે.

**આ પુસ્તકની વિશેષતા.**

પરન્તુ દુનિયાની એકે ભાષામાં એવું કોઇ હઝરત પગમ્બર (સ.) નું જીવન ચરિત્ર નથી જે ફકત સ્ત્રીઓ અને બાળકો માટે લખાયું હોય અને જેમાં સાદા, સરળ અને ટુંકા શબ્દોમાં મોટા મોટા બનાવોની વાતો લખાઈ હોય. હું અત્યારે એક સ્કુલના કામમાં રોકાયેલો છું જેને મેં કેળવણીના નવા ધોરણ પ્રમાણે ચાલુ કરી છે. એ સ્કુલ માટે એક અઠવાડીક પણ "ખાજા સ્કુલ ગેઝેટ" ના નામથી ચાલુ થયું છે જેમાં હિન્દ આખાના છોકરા અને છોકરીઓ માટે કેળવણીને લગતા વિષયો આપવામાં આવે છે. સ્કુલના બાળકો માટે નવી નવી, સારી સારી, નાની નાની, કેળવણીની ચોપડીયો લખી રહ્યો છું. એ હારમાળામાં બાળકો માટે હઝરત પયગમ્બર (સ.) નું જીવન ચરિત્ર લખવાની જરૂર પણ ઉભી થઇ છે.

જ્યારે મેં સ્ત્રીઓ અને બાળકો માટે હઝરત પયગમ્બર (સ.) નું જીવન ચરિત્ર લખવાનો ઇરાદો કર્યો ત્યારે સ્ત્રીઓ અને બાળકોના કુદરતી સ્વભાવ, મગજ શકિત અને સમજણનો વિચાર કરતાં નીચેની વાતો ઉપર ખાસ ધ્યાન ખેંચાયું.

(૧) જે બનાવો પંદર વીશ પાનામાં લખાયા હોય તેની સમજણ ચાર પાંચ લીટીઓમાં લખવી. લાંબા બનાવને ટુંકાણમાં લખવાનું કામ ઘણું કઠણ હતું પણ સ્ત્રીઓ અને બાળકો માટે એ વાત ઘણી જરૂરની હતી. કેમકે તેઓ લાંબા લખાણ અને મોટા મોટા વિષયો ન સમજી શકે, તેમને લાંબા લચ લખાણો યાદ નહિ રહે તેથી મેં લાંબી લાંબી બાબતોને ચાર પાંચ લીટીઓમાં પતાવ-

વાની કોશીશ કરી. જેથી એ બનાવો સ્ત્રીઓ અને બાળકોને યાદ થઇ જાય અને પછી કદી તે ભુલાય નહી.

(૨) બીજી ગોઠવણ એ રાખી કે દરેક બનાવ એકજ પાનામાં આવી જાય, આવી રીતનાં પુસ્તક દુનિયા આખીમાંની કોઇ ભાષામાં નથી છપાયાં, આ ઇરાદામાં જો કે મને પુરી સફળતા મળી નથી કેમકે કેટલેય ઠેકાણે એવું કરવું પડયું છે કે એક બનાવ બે ત્રણ કે ચાર પાનામાં પુરો થયો છે, પરંતુ મેં જુદાં જુદાં મથાળા બાંધીને બનાવને એવી રીતે વ્હેંચી નાંખ્યો છે કે દરેક બનાવ એક પાનાને બંધ બેસતો દેખાય.

(૩) ત્રીજી કોશીશ એ કરી કે દરેક પાનાની ઉપર હ. રસુલુલ્લાહ (સ.).ની જીંદગીના જુદા જુદા ભાગોનાં મથાળાં લખ્યાં કે સ્ત્રીઓ અને બાળકો યાદ રાખી શકે કે ફલાણો બનાવ ફલાણા વખતમાં બન્યો હતો. આ વસ્તુ પણ આજ સુધી દુનિયાની કોઇ ભાષામાં મોજુદ નથી.

(૪) ચોથી ઇચ્છા એ થઇ કે હ. રસુલુલ્લાહ (સ.) ની જીંદગીના બનાવોને અનુક્રમે ગોઠવવા, કેમકે અત્યાર સુધી જેટલાં જીવન ચરિત્રો પ્રગટ થયાં છે તેમાં અનુક્રમે બનાવો લખાયા નથી, અથવા દરેક બનાવ કાળજી સાથે જે બનાવ બન્યો તેજ વખતના હેવાલમાં દાખલ કરવાની પુરી સાવચેતી સાથે કોશીશ કરવામાં આવી નથી. ત્યારે બન્યું છે એમ કે બાળપણની વાતો ઉમરના છેલ્લા ભાગની વાતો સાથે લખાઇ છે અથવા ઉમરના છેલ્લા દીવસોની વાતો બાળપણ અને જવાનીની વાતો સાથે ભેળાઇ ગઈ છે.

(૫) પાંચમી કોશીશ એવી હતી કે જન્મથી માંડીને ૨૫ વર્ષ સુધીના બનાવો અનુક્રમે પુરા કરવા અને ૨૫ વર્ષની વયમાં જ્યારે હ. રસુલુલ્લાહ (સ.) ની શાદી થઇ ત્યારથી ૪૦ વર્ષની વય સુધીના બનાવો અનુક્રમે ગોઠવવા તથા જ્યારે ૪૦ વર્ષની વયમાં

પયગમ્બરી મળી ત્યારથી વફાત સુધીની વાતો પણ અનુક્રમે લખવી, આવી ગોઠવણ દુનિયાની કોઇ ભાષાના જીવન ચરિત્રના પુસ્તકમાં નથી. બધાં પુસ્તકોમાં જન્મની હકીકત અને તે પછી પહેલી શાદીની ટુંકી હકીકત લખવામાં આવે છે પરંતુ પુરી ચાલીશ વર્ષ સુધીની વાતો અનુક્રમે કોઇ પુસ્તકમાં લખાઇ નથી. અલબત પયગમ્બરી મળ્યા પછીથી વફાત સુધીનો હેવાલ અનુક્રમે ગોઠવવામાં આવ્યો છે. એ દીવસોની હકીકત એટલી બધી લખાઇ છે કે હ. રસુલુલ્લાહ (સ.) ની જીંદગીનો એક એક મીનીટ જાણી શકાય છે.

આ પાંચ વિશેષતાઓનું ધ્યાન આ પુસ્તકમાં ખાસ પ્રકારે રાખવામાં આવ્યું છે અને તે વાંચવાથી જણાશે. પણ આ પાંચ વિશેષતાઓ યોજવાની જરૂર જણાઇ અને ખુદાની કૃપાથી એ પુરી થઇ.

**બનાવો સનંદી છે.**

આ પુસ્તકમાં લખેલી વાતો મશહુર સનંદી પુસ્તકો ( કિતાબો ) માંથી લેવામાં આવી છે. જેમાં " તારીખે બુખારી " " તારીખે તિબરી. " " તારીખ ઇબ્ને સાઅદ " " એટલે તબકાત ઇબ્ને સાઅદ " " શમાયલ તિરમઝી " અને મોલાના શિબલીની મશહુર " સીરતુનબી " વગેરે પુસ્તકો ઉલ્લેખ કરવા લાયક છે. મેં ધાર્યું હતું કે જે પાના ઉપર જે બનાવ લખવામાં આવે ત્યાં જે પુસ્તક માંનો તે બનાવ હોય તેનો હવાલો આપવો. પરંતુ આ કિતાબ માત્ર એકજ મહીનાની ટુંકી મુદતમાં લખાઇ છે અને તેના પાના પણ નાનાં હોવાથી હવાલો આપવા જેટલી ફાલતુ જગ્યા ન મળી. ઇ. અ. બીજી આવૃતિમાં એ ગોઠવણ રખાશે

**નવી વાતો**

આ પુસ્તકમાં કેટલીક વાતો તદન નવી પણ દેખાશે. કેમકે તે ચારિત્રયનાં પ્રખ્યાત પુસ્તકોમાં પણ નથી, પણ એ બધી વાતો ઇતિહાસ

અને હદીસનાં પુસ્તકોમાં મોજુદ છે. જીવનચરિત્રોમાં દાખલ ન થવાનું કારણ એવું લાગે છે કે એ વાતો ચરિત્રના હેવાલમાં ન લખતાં બીજા વિષયની વાતો સાથે જુદા જુદા લેખકોએ તેનો ઉલ્લેખ કર્યો હતો, મેં ઘણી શોધખોળ અને કોશીશ કરી, પહેલાં એ બધા બનાવો ભેગા કર્યાં તે પછી એ બનાવો જે દીવસોમાં બન્યા હતા તે દીવસો પણ જુદા તારવ્યા. કોઇ બનાવના દીવસોની માહીતી મળી અને કોઇની ન મળી તેથી મેં બનાવના પ્રકાર ઉપર વિચાર કરી ને જીંદગીના જે ભાગ સાથે તેનો સંબંધ દેખાયો ત્યાં દાખલ કર્યાં એથી ઇતિહાસ અને ઇબારતનો અનુક્રમે સંબંધ પણ સચવાયો.

## આ પહેલી કોશીશ છે.

ઉર્દુ ભાષામાં આ પુસ્તક તદન નવી જાતનું છે અને આવી રીતે કોઇ ચોપડી દુનીયાની કોઈ પણ ભાષામાં અત્યાર સુધી લખાઈ નથી એથી બનવા જોગ છે કે આ પુસ્તકની ગોઠવણ અને પદ્ધતિમાં માનવ સ્વભાવની રૂએ મારાથી કોઇ ભુલ થયેલી જણાય તો મને જણાવશો તો બીજી આવૃતિ પ્રગટ થવાની છે તેમાં એ ભુલો સુધારી લેવાશે જે ગૃહસ્થો એવી ભુલ બતાવશે તેમનાં નામ ઉપકાર સાથે બીજી આવૃતિમાં પ્રગટ કરવામાં આવશે.

## મુસ્લિમોને વિનંતિ

હવે હું મુસલમાન ભાઈઓને વિનવીશ કે તેઓ આ પુસ્તક પોતાની બાનુઓ અને બાળકોના હાથમાં મુકવાની કોશીશ કરશે અને પોતે પણ ધ્યાનપુર્વક વાંચશે. કેમકે હ. રસુલુલ્લાહ સલ્લલ્લાહો અલયહે વસલ્લમની જીંદગી મુસલમાનોની દીની અને દુનયવી પ્રગતિ અને સુધારાનું સૌથી બળવાન સાધન એટલે વસીલો થઇ શકે છે. આપણી ખરાબીનું માત્ર એજ કારણ છે કે આપણે આપણા હાદી

અને આપણા રસુલ (સ૦) નું જીવન ચરિત્ર જાણતા નથી અને અજાણ્યા હોવાથી પુરી રીતે તેમની પેરવી (અનુકરણ) કરી શકતા નથી.

**કોર્સમાં દાખલ થવી જોઇએ.**

બ્રીટીશ સરકારના કેળવણીખાતાના કેટલાક અમલદારોએ આ પુસ્તકના મુસવદા જોઇને મને કહ્યું હતું કે આ પુસ્તક સ્કુલો અને કોલેજોના કોર્સમાં દાખલ થવા લાયક છે. અથવા સરકારી કેળવણી ખાતાની લાયબ્રેરીઓ અને ઇનામો માટે મંજુર કરવું જોઇએ. હું પણ ધારૂં છું કે જો એમ થાય તો સ્ત્રીઓ અને બાળકોને ઘણું ઉપયોગી થશે. કેમકે મારી મકસદ એવી છે કે હ, રસુલુલ્લાહ સલ્લલ્લાહો અલયહે વ આલેહી વ સલ્લમના જીવન ચરિત્રથી દુનીયા આખીના અને ખસુસ રીતે હિન્દના દરેક માણસે વાકેફ થવું જોઇએ અને એ વાત ત્યારેજ બની શકે છે કે જ્યારે આ પુસ્તક સરકારી કોર્સમાં દાખલ થાય અથવા કોઇ બીજી રીતે બાળકોના હાથમાં મુકાય. એમાંની કોઇ વાત કોઈ કોમ કે ધર્મની વિરૂદ્ધ કે નથી ટીકાપાત્ર તેથી આ પુસ્તક કોર્સમાં દાખલ થવું અઘરૂં નથી.

**મેં મારી ફરજ બજાવી**

સારાંશ કે મેં મારી ફરજ બજાવી છે. અને હું અલ્લાહતાલાનો પાડ માનું છું કે મેં મારા હાથે એક મહીનાની ટુંકી મુદતમાં હબીબે પાક મોહંમદ રસુલુલ્લાહ સલ્લલ્લાહો અલયહે વ આલેહી વ સલ્લમનું જીવન ચરિત્ર તઇયાર કરાવ્યું. હવે જો તેની ઇચ્છા થશે તો આ પુસ્તક મારફતે નાના મોટા સ્ત્રી પુરૂષ લાભ મેળવશે અન્યથા જેવી તેની ઇચ્છા.

દિલ્હી
૨૬ જુલાઇ ૧૯૩૦ } (હઝરત ખાજા) **હસન નિઝામી,** (સાહેબ)

بسم الله الرحمن الرحيم

# સીરતે નબવી.

## એટલે

# હઝરત મોહમ્મદ સલ૦ નું જીવન ચરિત્ર.

---

## અરબસ્તાનની ભૂગોળ.

### સીમા.

અરબસ્તાન એશીઆ ખંડમાં એક દ્વિપકલ્પ છે. એની ઉત્તર દિશાએ શામ દેશનું રણ, બયતુલ મુકદ્દસ, મારમોરા સમુદ્ર અને અકાબા છે દક્ષિણ દિશામાં એડનની ખાડી, મકલ્લા અને હદ્રમુતનો પ્રદેશ છે, પુર્વ દિશામાં અરબી સમુદ્ર તથા યમન અને જીદ્દાહ વગેરે છે.

### પ્રખ્યાત પ્રાંત

અરબસ્તાનમાં સૌથી વધારે મશહુર હિજાઝનો પ્રાંત છે. જેમાં **મક્કા** શરીફ અને **મદીના** શરીફ મોટાં શહેર છે. નજદ અને યમનનાં રાજ્યો પણ ઘણાં પ્રખ્યાત છે જીદ્દાહ, મોખા અને એડન વગેરે બંદરો પણ ઘણાં પ્રખ્યાત છે.

### હવા પાણી.

અરબસ્તાનનો આખો દેશ પહાડી અને રેતાળ રણ છે. યમન અને નજદના પ્રાંતોમાં કેંક ફળદ્રુપ જમીન છે. પરંતુ હિજાઝ પ્રાંત ઘણો સુખો અને લીલોતરી વગરનો છે, અહીં તાપ વધારે પડે છે.

**પ્રજા.**

અરબસ્તાનમાં હમેશાથી સ્વતંત્ર અને ઘરબાર વગરના તાયફા ( કબીલા ) વસ્તા આવ્યા છે. ખાસ ખાસ મથકો વગર, જંગલના લોકો એકજ જગ્યાયે ઠરીને નથી રહેતા, હરતા ફરતા રહે છે. એ લોકો કામળાના નાના તંબુ ઉભા કરીને તેમાં રહે છે.

**ઉત્પન્ન**

અરબસ્તાનમાં ઘોડા અને ઉંટ ઘણા પેદા થાય છે. ગુગલ, મેથા, ગુંદર, ઉન અને મીઠું પણ ઉત્પન્ન થાય છે. એ વસ્તુઓનો જુદા જુદા બંદરોને રસ્તે બીજા દેશો સાથે વેપાર ચાલે છે. બુનદાણા પણ અહીંનું ઉત્પન્ન છે.

---

## કાબાનું બાંધકામ.

### હિજાઝનું પહેલું શહેર.

અરબસ્તાનના હિજાઝ પ્રાંતમાં હઝરત ઇબ્રાહીમ અલયહિસ્સલામે મક્કા વસાવ્યું અને ત્યાં ખુદાની બંદગી માટે એક મસજીદ બાંધી જેનું નામ કાબા પાડ્યું આ મસજીદનું બાંધકામ હઝરત ઇબ્રાહીમ ( અ૦ ) અને તેમના બેટા હઝરત ઇસમાઇલે મળીને કર્યું હતું.

### હઝરત ઇબ્રાહીમનું વતન

હઝરત ઇબ્રાહીમ અલયહિસ્સલામ ઘણા મોટા પયગમ્બર હતા અને ઇરાકે અરબમાં રહેતા હતા જ્યાં અત્યારે બગદાદ, બસરા અને કુફા વગેરે છે. હઝરત ઇબ્રાહીમ અલયહિસ્સલામના શહેરનું નામ ઉર હતું અને ત્યાં નમરૂદનું રાજ્ય હતું.

### હઝરત ઈસ્માઈલનુ વતન

હઝરત ઇબ્રાહીમ અલયહિસ્સલામે પોતાનાં એક બીબી હઝરત હાજરા ( રઝી૦ ) તથા તેમના બેટા હઝરત ઈસ્માઈલને ઇરાકે અરબથી લાવીને મક્કામાં વસાવ્યા હતા અને હઝરત ઇસમાઇલે અહીં રહેવા માંડયું હતું. હઝરત ઇબ્રાહીમ ( અ૦ ) પણ કદી કદી ઈરાકથી મળવા આવ્યા કરતા હતા.

### હઝરત ઈસ્માઈલની કુરબાની

હઝરત ઈબ્રાહીમ (અ.) ને સ્વપ્નામાં પોતાના બેટા હઝરત ઇસ્માઇલ (અ.) ની કુરબાની કરવાનો હુકમ મળ્યો અને હઝરત ઇબ્રાહીમ પોતાના બેટા ઇસ્માઇલની રજામંદીથી કુરબાની કરવા તઇયાર થયા તથા છેવટે ખુદાએ બેટાની કુરબાની માફ કરી. એ જગ મશહુર બનાવ આ કાબાના મથકેજ બન્યો હતો. તેજ વખતથી મુસલમાનોમાં કુરબાનીનો રીવાજ દાખલ થયો છે.

---

## હઝરત પયગમ્બર સલ૦ ના પુર્વજો.

### હઝરત ઈસ્માઈલનો વંશ

હઝરત ઈસ્માઈલનો વંશ વધ્યો અને મક્કાથી નીકળી આખા અરબાસ્તાનમાં ફેલાયો. પણ એ વંશમાની એક શાખા કાબાની સેવા અર્થે મક્કામાં પણ વસાહત કરીને રહી, જેઓએ થોડા સઇકા પછી ગુમરાહ (અધર્મી) થઇને મુર્તિઓની પુજા કરવા માંડી. હઝરત ઇબ્રાહીમના બેટા હઝરત ઇસ્હાક (અ.) ના વંશમાં હઝરત મુસા (અ.) અને હઝરત ઇસા (અ.) વગેરે પયગમ્બરો થયા જેઓ શામ દેશ અને બયતુલ મુકદસના દેશોમાં હતા પણ હઝરત

ઇસ્માઇલના વંશજો હિજાઝમાંજ રહ્યા હઝરત રસુલુલ્લાહ ( સ. ) એજ વંશમાં હતા.

**મુઝર.**

હ. રસુલુલ્લાહ સલ્લલ્લાહો અલયહે વઆલેહી વ સલ્લમના ઓગણીસમા દાદા મુઝર હતા. જેમની અક્કલમંદી અને અનુભવના હેરત ભર્યા બનાવની વાતો ઇબ્ને અસીર અને તિબરીના ઇતિહાસોમાં લખેલી છે. એથી એમ લાગે છે કે મુઝર ચમત્કારીક મહાપુરૂષ હતા.

**કુસઇ.**

હઝરત રસુલુલ્લાહ ( સ. અ. વ. ) ના છઠ્ઠા દાદા કુસઇ હતા. તેમને બળવાન વલીઅલ્લાહ બુઝુર્ગ ગણવામાં આવે છે. તેઓએ પોતાના ખાનદાનનો જથો બાંધ્યો હતો અને તેનું નામ કુરેશ પાડયું હતું. ત્યારથી રસુલુલ્લાહ ( સ. અ. વ. ) નું ખાનદાન કુરેશને નામે ઓળખાવા માંડયું.

**અબ્દે મનાફ.**

હ. રસુલુલ્લાહ (સ. અ. વ. ) ના ચોથા દાદા અબ્દે મનાફ હતા. તેમને ત્યાં બે બાળકોનું જોડું પેદા થયું હતું જેમને તરવાર વડે છુટા પાડવામાં આવ્યા હતા. એકનું હાશમ અને બીજાનું ઉમૈયા નામ હતું. હાશમના પરપોત્ર હ. રસુલુલ્લાહ [ સ. અ. વ. ] છે.

**હાશમી ફરઝંદ,**

હાશમના બેટા અબ્દુલ મુત્તલિબ થયા અને અબ્દુલ મુત્તલિબ ના બેટા અબ્દુલ્લા. અબ્દુલ્લાનાં હઝરત આમેના સાથે લગ્ન થયાં અને હ. આમેનાને પેટે હ૦ મોહમંદ રસુલુલ્લાહ સલ્લલ્લાહો અલયહે વસલ્લમ અવતર્યા.

# બની હાશમ અને બની ઉમૈયા.

## હાશમનો લાગવગ.

અબ્દે મનાફના બેટા હાશમ કાબાના વહીવટદાર ( મુતવલ્લી ) હતા અને કાબાના હાજીઓની ખાતર બરદાસ રાખતા હતા તેથી તેમના ભાઇ ઉમૈયાએ અદેખાઈ કરવા માંડી અને હાશમનો અધીકાર ઘટાડવા કોશીશો કરતા રહ્યા

## હાશમની વફાત.

હાશમનાં લગ્ન મદીના શરીફમાં થયાં હતાં. હાશમના બેટા અબદુલ મુત્તલિબનો જન્મ મદીનામાં થયો હતો. હાશમનું મૃત્યુ બયતુલ મુકદદસના રસ્તામાં ગઝઝા મથકે પચ્ચીસ વર્ષની વયમાં થયું એટલે અબદુલ મુત્તલિબનું પાલણ પોષણ એમના નાનાએ કર્યું.

## અબદુલ મુત્તલિબનો અધિકાર.

હાશમના મરણ પછી તેમના બેટા અબદુલ મુત્તલિબ મદીનાથી મક્કા આવ્યા અને પોતાના પિતાની જગ્યાએ કાબાના વહીવટદાર થયા. તેઓએ પિતા કરતાંય કાબાની વધારે સેવા કરી મોટું નામ મેળવ્યું.

## અબદુલ મુત્તલિબની દુરવેશી.

અબદુલ મુત્તલિબે પુરાઇ ગયેલો ઝમઝમનો કુવો ફરી ગળાવ્યો અને કાબામાં ઘણા સુધારા કર્યાં, તેઓ ઘણો વખત હીરાની ખીણમાં જઇને ચિલ્લા કરતા હતા તેથી તેઓ .ઘણા લોક પ્રીય થયા હતા.

## ઉમૈયાનો ઓલાદ.

ઉમૈયાનો પુત્ર હરબ, તેનો બેટો અબુ સુફિયાન, તેનો પુત્ર માવિયા અને તેનો બેટો યઝીદ. ઉમૈયાની બીજી પણ ઘણી ઓલાદ હતી. તે બધા અક્કલમંદ અને પોલીટીશીયન હતા અને હમેશાં

બની હાશમનો વિરોધ કરતા, હ. રસુલુલ્લાહને પણ એ લોકોએ ઘણા પજવ્યા હતા.

---

## હઝરત પયગમ્બર સલ૦ ના પિતા

### અબદુલ મુત્તલિબની બાધા.

અબદુલ મુત્તલિબે બાધા લીધી હતી કે ખુદા તેમને દશ બેટા આપે અને તે બધા જવાન થાય તો એક બેટો પોતાના દાદા ઇબ્રાહીમ અને ઇસ્માઇલ ( અ૦ ) ની સુન્નત પ્રમાણે ખુદાને માટે કુરબાની કરશે.

### અબદુલ્લાના કુરબાની.

ખુદાએ અબદુલ મુત્તલિબને દશ બેટા આપ્યા અને તે બધા જવાન થઈ ગયા ત્યારે તેઓએ કુરબાની માટે પાસા ફેંકયા અને પાસામાં અબદુલ્લાનું નામ નીકળ્યું. અબદુલ મુતલિબે અબદુલ્લાને પછાડી ગળા ઉપર છરી ફેરવવા માંડી, ખાનદાનના બધા લોકો દોડયા અને અબદુલ મુત્તલિબને અટકાવ્યા.

### કાહિનાનો ફેસલો

અબદુલ મુત્તલિબે કહ્યું:—મેં બાધા લીધેલી છે એટલે અબદુલ્લાને જરૂર ઝુબેહ કરીશ. અંતે બધા ભેગા થઇને એક કાહિનાની પાસે ગયા તે કાહિનાએ અબદુલ્લાનું મ્હોડું જોઇને કહ્યું એના ચહેરા ઉપર એક ગેબી નુર છે એને ઝુબેહ ન કરો, એના બદલામાં ૨૦૦ ઊંટ કુરબાન કરો.

### બે કુરબાનીયોના ફરઝંદ

છેવટે હઝરત અબદુલ્લાના બદલામાં ૨૦૦ ઊંટ કુરબાન કરવામાં આવ્યા. હ. રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું છે કે હું બે કુરબાનીઓનો ફરઝંદ છું એટલે હ. ઇસ્માઇલ અને હ. અબદુલ્લાહ.

**હ. આમેના સાથે લગ્ન.**

હઝરત અબદુલ્લા ઘણા ખુબસુરત હતા અને ઘણી સ્ત્રીઓ તેમની સાથે પરણવાની આરજુમંદ હતી. પણ હઝરત આમેના સાથે હઝરત અબદુલ્લાનાં લગ્ન થયાં અને તેઓ મક્કામાં હઝરત આમેના સાથે જીવન ગાળવા લાગ્યા

---

# હ. રસુલુલ્લાહ [સ.] નાં માતા

**હઝરત આમેના**

હ. રસુલુલ્લાહ સલ્લલ્લાહો અલયહે વ આલેહી વસલ્લમનાં માતાનું નામ આમેના હતું. તેઓ વહબનાં બેટી હતાં જેઓ અબ્દે મનાફના બેટા હતા. આવી રીતે હ. રસુલુલ્લાહ (સ.) ના દાદાના વંશમાં હતાં, હઝરત આમેનાં ઘણાં સદગુણી અને ધીરજવાન બાનુ હતાં. તેમને ઘરેણાં અને કાપડનો લોભ નહોતો.

**વિધવા થયાં.**

હઝરત આમેનાનાં લગ્નને થોડાક મહીના થયા હતા અને તેઓ હમેલથી હતાં કે તેમના પતિ અબદુલ્લા પોતાના પિતા અબદુલ મુત્તલિબની સાથે શામની મુસાફરીએ ગયા અને રસ્તામાં મદીના ખાતે હઝરત અબદુલ્લાની વફાત થઇ અને તેમને ત્યાંજ દફન કરવામાં આવ્યા.

**હઝરત આમેનાની ધીરજ**

હઝરત આમેનાને પતિના મરણની ખબર થઇ ત્યારે બીજી સ્ત્રીઓ માફક હાય વાય ન કરતાં ભારે ધીરજ ધરી અને આંખ્યો માંથી આંસુની ધાર વહેવા માંડી અને સબ્ર કરી ચુપ રહ્યાં, ત્યારે હ. મહંમદ રસુલુલ્લાહ (સ.) તેમના હમલમાં હતાં.

**અબદુલ મુત્તલિબનો આશ્રય**

અબદુલ મુત્તલિબ મુસાફરીથી પાછા આવ્યા ત્યારે તેઓએ પોતાના મરહુમ બેટા અબદુલ્લાનાં બાનુને પોતાના આશ્રયમાં લીધાં અને હ. આમેનાના આરામ અને સુખ ચેન માટેની સરસ ગોઠવણુ કરી આપી, એટલે હઝરત આમેના નચિંત જીવન ગાળવા લાગ્યાં.

**ગેબી દેખાવો**

હઝરત આમેના કહે છે કે હમલના દીવસોમાં તેમને હેરત ભર્યાં સ્વપ્નાં દેખાતાં હતાં અને અજાયબ રીતે સલામના ગેબી અવાજ સંભળાતા હતા પણુ કોઇ સલામ કરનાર દેખાતો નહોતો. એ ગેબી સલામ તેમના પેટમાંના બાળકને થતા હતા.



## અસ્હાબે ફીલનો હુમલો.

**નૈતિક ગુણુ**

હ. રસુલુલ્લાહ(સ.) ના જન્મ પહેલાં અરબ પ્રજાનો નૈતિક ગુણુ નષ્ટ થયો હતો દારૂ જનાકારી, મુર્તિપુજા જુગારના દુર્ગુણો બધા તાયફા વાળામાં સામાન્ય રીતે ફેલાયેલા હતા.

**કુરેશના સ્થિતી.**

મક્કામાં હ. રસુલુલ્લાહ (સ.) ના ખાનદાન કુરેશ કબીલાની પણુ એજ સ્થીતી હતી, તેમનામાં પણુ ઘણા લોકો મુર્તિપુજક અને દુર્ગુણોમાં ફસેલા હતા, પરંતુ બની હાશમવાળા કબીલામાં એ દુર્ગુણો ઘણા ઓછા હતા.

**અબ્રહાનો હુમલો,**

યમનના હાધી રાજા અબ્રહાએ કાબા તોડવા માટે મક્કા ઉપર ચઢાઇ કરી અને પોતાની ફોજમાં હાથી પણુ લાવ્યો તેથી તે લોકોને

અસ્હાબે ફીલ એટલે હાથીવાળા કહે છે. આ ચઢાઇ હ. રસુલુલ્લાહ સલ૦ નો જન્મ થયો તે વર્ષમાં થઇ હતી.

**અબાબીલની ફોજ**

અબ્રહા હાથીયોનું લશ્કર લઇને કાબાની પાસે આવ્યો ત્યારે આકાશ ઉપર અબાબીલ (દેવચકલીઓ)ની ફોજે દેખાવ દીધો. અબાબીલોએ ફોજ ઉપર એટલી કાંકરીઓ વરસાવી કે તે બધા મરી ગયા, કેટલાક લોકો કહે છે કે અબ્રહાની ફોજમાં શીતળાનો રોગ ફાટી નીકળ્યો હતો.

**અબ્દુલ મુત્તલિબની કરામત.**

હ. રસુલુલ્લાહના(સ.)દાદા અબ્દુલ મુત્તલિબે અસહાબે ફીલના ગેબી નાશની આગાહી કરી હતી લોકોએ જ્યારે અસહાબે ફીલનો આકાશી ફોજ તરફથી નાશ થતો જોયો ત્યારે બધા લોકો અબ્દુલ મુત્તલિબમાં વિશ્વાસ લાવી તેમને બુઝુર્ગ ( સંત પરૂષ ) તરીકે માનવા લાગ્યા.

---

## હ૦ રસુલુલ્લાહ સલ૦નો જન્મ

**હઝરત આમેનાનું સ્વપ્નું**

હમલના નવ મહીના પુરા થયા ત્યારે હઝરત આમેનાને કોઇએ સ્વપ્નામાં કહ્યું કે તારે ત્યાં પુત્ર પેદા થશે. તે પેદા થાય ત્યારે કહેજો કે એકના એક ખુદાને સોંપ્યો અને તેનું નામ મોહંમદ (સ.) રાખજો.

**જન્મનું વરસ**

હ૦ રસુલુલ્લાહ [ સ. અ. વ. ] તા. ૯ મી રબીઉલ અવ્વલ ને સોમવારના પરોઢીયે એટલે તા ૨૦ મી એપ્રીલ સને ૫૭૧ ઇ. માં પેદા થયા, નવશેરવાન બાદશાહનું રાજ્યાભિષેકી વરસ ૨૨ મું હતું અને એજ વરસે કાબા ઉપર અસહાબે ફીલની ચઢાઇ થઇ હતી.

**જન્મ પ્રસંગના બનાવ.**

હઝરત આમેના ફરમાવે છે કે જ્યારે હ. રસુલુલ્લાહ [ સ. અ. વ. ] પેદા થયા ત્યારે તેમના બન્ને હાથ દુઆ માગતા હોય તેવી રીતે આગળ વધેલા હતા અને તેમની આંખ્યો આકાશ તરફ હતી.

**મોહમંદ નામ પાડયું.**

હઝરત રસુલુલ્લાહ ( સ. અ. વ. ) પેદા થયા ત્યારે તેમના દાદા અબદુલ મુત્તલિબ ઘરમાં આવ્યા અને પોતાના અનાથ પૌત્રને ખોળામાં લઈ લાડ લડાવ્યાં અને **મોહંમદ** ( સ. ) નામ પાડયું હઝરત આમેનાના સ્વપ્નાની વાત સાંભળી ઘણા રાજી થયા.

**દુકાળ ગયો.**

હઝરત રસુલુલ્લાહ ( સ. ) ના જન્મને વરસે અરબસ્તાનમાં ભારે દુકાળ પડયો હતો, લાંબા વખતથી વરસાદ પડયો નહતો રસુલુલ્લાહ ( સ. ) નો જન્મ થતાં ઘણો વરસાદ પડયો અને દુકાળ સુકાળમાં ફેરવાઇ ગયો.

---

# શારીરીક તન્દુરસ્તી

**હ૦ રસુલુલ્લાહની તન્દુરસ્તી.**

હઝરત આમેના ( રઝી. ) અને બધાં બાનુઓ કહે છે કે હ૦ રસુલુલ્લાહ ( સ. અ. વ. ) ઘણા ખુબસુરત હતા. જન્મ પછી જે માણસ તેમને જોતો તે કહેતો કે આ બાળક તો કેટલાય મહીનાનું અવતરેલું લાગે છે. કેમકે શરીરની તંદુરસ્તી ઘણી સારી હતી.

## અરબોનો રીવાજ

કુરૈશ કુટુંબ અને બીજાં અરબ ખાનદાનોમાં એવો રીવાજ હતો કે તેઓ પોતાનાં બાળકોને જન્મ થતાજ દુધ પાવા માટે કોઇ બીજા ગામ અને કુટુંબમાં મોકલતા હતા એટલે હ૦ રસુલુલ્લાહ (સ.) નો જન્મ થતાં તેમનાં માતા અને દાદાએ પણ એજ ઈરાદો કર્યો.

## હલીમા સાઅદિયા ( ર. )

સાઅદ કબીલાનાં એક બાનુ જેમનું નામ હલીમા ( રઝી૦ ) હતું. ગામડાની બીજી સ્ત્રીઓ સાથે દુધ પીનારાં બાળકોને લેવા માટે મક્કામાં આવ્યાં. દુધ પાવાનો તેમને સારો બદલો આપવામાં આવતો હતો.

## યતીમને કોઈ એ ન પુછ્યું.

ગામડામાંથી આવેલી સ્ત્રીઓએ મોટા મોટા સરદારો, અને અમીર ઉમરાવોનાં બાળકોને દુધ પાવા માટે લઈ લીધાં પણ હ. રસુલુલ્લાહ [ સ. અ. વ. ] યતીમ હોવાથી તેમને કોઇએ પુછ્યું નહી. હઝરત આમેના એથી દીલગીર થયાં અને તેમને પોતાના મરહુમ ભરથાર યાદ આવી ગયા.

## હલીમા ( ર. ) નું સદભાગ્ય

છેવટ હલીમા સાઅદીયા (ર.) એ બાળકને દુધ પાવા લીધુ. એ પહેલાં આપનાં માતુશ્રીએ દુધ પાયું અને અબુ લહબની દાસી સવીબાએ પણ થોડા દીવસ દુધ પાયું હતું. તે પછી હલીમા (ર.) આપને પોતાને ગામ લઇ ગયાં.

# ચાર વરસની વય સુધી.

## કયા કુટુંબમાં દુધ પીધું.

હવાઝન નામનો કબીલો અરબસ્તાનમાં ઘણો મશહુર હતો. તેનાં લાવણ્ય અને ભાષા કળાને અરબસ્તાનના બધા કબીલા માનતા હતા. હલીમા સાઅદીયા (ર.) તેજ કબીલામાંનાં હતાં. હઝરત રસુલુલ્લાહે (સ.) એજ કબીલાનું દુધ પીધું અને અરબી ભાષા લાલિત્ય પણ એજ કબીલામાં શીખ્યું. હઝરત પોતાની ધાવ હલીમા (ર.) તરફ ભારે હેત રાખતા હતા.

## બકરાં ચાર્યાં.

હઝરત રસુલુલ્લાહ (સ. અ. વ.) પોતાની ધાવને ત્યાં ઉછર્યા, ચાર વરસની ઉમરે હલીમા (ર.) નાં બાળકો સાથે વગડામાં બકરાં. ચારવા જવા માંડયું, આપે અહીં ઘણા દીવસ સુધી બકરાં ચાર્યાં.

## છાતી ચીરાઇ

એક દીવસ વગડામાં હઝરત રસુલુલ્લાહ [ સ. અ. વ. ] બકરાં ચારતા હતા તેટલામાં આકાશમાંથી ફરિશ્તા આવ્યા અને રસુલુલ્લાહની છાતી ચીરી તેમાં નુર ભર્યું, હલીમા (ર.) નાં બાળક આ બનાવ જોઇ ડરી ગયાં અને પોતાની મા પાસે દોડી જઇ કહ્યું કે ભાઈ મોહંમદ (સ.) ને કોઇએ મારી નાંખ્યા.

## હલીમા (ર) નું હેત.

એ વાત સાંભળીને હલીમા દીલગીર થઇ વગડા તરફ દોડયાં, હ૦ રસુલુલ્લાહ (સ.) હસતા તેમને મળ્યા અને કહ્યું દીલગીર ન થાઓ એ તો ફરિશ્તા હતા, મને સરસ માણસ બનાવવા તેઓ મારામાં નુર ભરી ગયા.

### પથરાએ સલામ કરી.

બાળપણમાં હ૦ રસુલુલ્લાહ(સ.) વગડ.માં જતા ત્યારે પર્વતના પત્થરોમાંથી અવાજ સંભળાતો કે " હે અલ્લાહના રસુલ (સ૦) તને સલામ" ત્યારે રસુલુલ્લાહ(સ.)ને અચંબો થતો અને ચારે તરફ જોતા.

---

## મદીનાની પહેલી મુસાફરી.

### ભુતનો વ્હેમ.

હલીમા (ર) ના ભરથારે એ વાતો સાંભળીને કહ્યું કે બાળક ઉપર ભુતનો ઝપેટો છે. તેથી એની મા પાસે મોકલી આપો. આ ઉપરથી હલીમા (ર.) હઝરતને મક્કા લઈ ગયાં.

### માતાની પાસે.

દાઇ હલીમા (ર) રસુલુલ્લાહ ( સ. અ. વ. ) ને સાથે લઇ મક્કા આવ્યાં, તેઓએ હઝરત આમેનાને કહ્યું કે તમારા બાળકને ઝપેટો લાગે છે. કહે છે કે પર્વતના પથરા તેને સલામ કરે છે. એક દીવસ એ માણસોએ તેનું પેટ ચીર્યું અને તરત સાજો થઇ ગયો.

### માતાનું સ્વપ્નું.

હઝરત આમેના [ રઝી ] એ હલીમા (ર.) ને કહ્યું કે તેને ઝપેટો નથી, એ પછી હમેલ અને જન્મના દીવસોની બધી હેરત ભરી વાતો કહી સંભળાવી અને કહ્યું કે તમે કશી ચિંતા ન રાખો, એ બાળક તો જન્મથીજ એવું છે.

### મક્કામાં વસવાટ.

છેવટ આમેના [ રઝી. ] એ પોતાનું બાળક હલીમા(ર.) પાસેથી લઇ લીધું. હવે રસુલુલ્લાહ (સ. અ. વ.) એ મક્કામાં પોતાનાં

માતા સાથે રહેવા માંડયું, અહી પણ તેમની કુતુહલ વાતોની ચર્ચા થવા માંડી. એટલે હઝરત આમેના [ રઝી. ] એ મદીના જવાનો વિચાર કર્યો જ્યાં તેમના ભરથારની કબર હતી.

### બાપની કબર ઉપર

હઝરત આમેના ( રઝી. ) પોતાના યતીમ બાળકને સાથે લઇ મદીના ગયાં. પોતાના ભરથારના મઝારનાં દર્શન કર્યાં, પાંચ વરસના રસુલુલ્લાહ[સ.] તેમની સાથે હતા. પિતાની કબર ઉપર પહોંચ્યા પછી પિતા સંબંધી માતાને ઘણી વાતો પુછી.

---

## માતા અને દાદાની વફાત.

### માતાનો વિયોગ..

મદીનાથી મક્કા આવતાં રસ્તામાં હઝરત આમેના માંદાં પડયાં અને અબવા ગામે તેમની વફાત થઇ. અહીંજ તેમનો મઝાર છે. રસુલુલ્લાહ [ સ. અ. વ. ] ઉમ્મે અયમન વગેરેની સાથે મક્કા આવ્યા.

### દાદાના ખોળામાં.

મક્કા આવ્યા ત્યારે હઝરત અબ્દુલ મુત્તલિબ હ. રસુલુલ્લાહ [સ. અ. વ.] ને ખોળામાં લઇને ખુબ રડયા અને કહ્યું કે અફસોસ તારાં મા અને બાપ બન્ને મરી ગયાં, પણ તું ગભરાઇશ નહીં, હું જીવતો છું ત્યાં સુધી તને કશી તકલીફ થવા દઇશ નહી.

### દાદાની વફાત.

થોડા દિવસ પછી અબદુલ મુત્તલિબ પણ બીમાર પડયા એટલે પોતાના બધા બેટાઓને બોલાવીને પુછયું કે મારા પૌત્રને કોણ

પોતાના આશ્રામાં લેવા માગે છે. બધા બેટાઓએ એ કામ ઉપાડી લેવાની ઈચ્છા બતાવી. પણ અબુ તાલીબની સરપરસ્તી હઝરત અબ-દુલ મુત્તલિબે મંજુર કરી.

**અબુ તાલિબના આશરામાં.**

દાદાની વફાત પછી હ૦ રસુલુલ્લાહ [ સ. અ. વ. ] એ તેમના કાકા અબુ તાલિબના આશરામાં રહેવા માંડયું. તેઓ મા બાપ કરતાં પણ વધારે લાડ લડાવતા હતા. કેમકે તેઓ એક સગા કાકા હતા બાકીના બધા સાવકા કાકા હતા.

---

## શામ દેશની પહેલી મુસાફરી.

**ઉમરનો હિસાબ.**

ચાર વરસની વય સુધી હ. રસુલુલ્લાહ [સ.] હલીમા [૨.] ની પાસે રહ્યા. બે વરસ માતાની પાસે, એક વરસ દાદાની અને આઠ વરસની ઉમરમાં કાકાની પાસે આવ્યા.

**હું શામ આવીશ.**

બાળપણમાં હ. રસુલુલ્લાહ (સ. અ. વ.) સામાન્ય બાળકો માફક રમતા નહોતા કે હઠ અથવા પજવણી કરતા નહોતા પણ તેમના કાકાએ શામ દેશ જવા માંડયું ત્યારે હ. રસુલુલ્લાહે (સ. અ. વ.) હઠ કરતાં કહ્યું હુંય સાથે આવીશ.

**કાકાનું હેત.**

અબુ તાલિબે કહ્યું બેટા તમે બાળક છો. મુસાફરી લાંબી અને કઠણ છે, મુસાફરીના તકલીફો તમે નહી વેઠી શકો, હ૦ રસુલુલ્લાહ [સ.]એ ફરમાવ્યું—હું નવ વરસનો છું, પણ કશી તકલીફથી ડરતો નથી માટે મને સાથે લ્યો અબુતાલિબે કબુલ કર્યું.

### ઝુલફોવાળા મોહમંદ (સલ૦)

હઝરત અબુ તાલિબ મકકાથી ચાલ્યા ત્યારે હ. રસુલુલ્લાહ(સ૦) ના વાળ તેમના ખભા ઉપર વિખરાયેલા હતા તેથી કાળાં ઝુલફાંની અંદરથી તેમનો ચહેરો ઘણો સુંદર લાગતો હતો.

### ખ્રીસ્તી સાધુ

આ કાફલો શામ દેશના બુસરા શહેરમાં પહોંચ્યો ત્યાં બુહેરા નામનો એક મશહુર ખ્રીસ્તી સન્યાસી મલ્યો તેણે કાફલાને મીજબાની આપી. હ૦ રસુલુલ્લાહ(સ.) ને ધ્યાનથી જોઇ કહ્યું **"હા આ તેજ છે જેની અમે વાટ જોતા હતા."**

---

## પાદરીના સવાલ

### અબુ તાલિબને કહ્યું.

ખ્રીસ્તી સન્યાસીએ અબુ તાલિબને કહ્યું–"આ છોકરો છેલ્લા યુગનો છેલ્લો પયગમ્બર છે. મેં જોયું કે આકાશના વાદળ અને વગડાના ઝાડ તેની ઉપર છાંયડો કરે છે તમે એને પાછો લઇ જાઓ નહી તો યહુદી અને ખ્રીસ્તીઓ એને મારી નાંખસે."

### છોકરો તમારો કોણ છે.

ખ્રીસ્તી સન્યાસીએ અબુતાલિબને પુછ્યું–"આ છોકરો તમારો કોણ છે." તેઓએ કહ્યું–"મારો બેટો છે." સાધુએ કહ્યું–"એનો બાપ જીવતો હોવો જોઇએ નહી" અબુતાલિબે કહ્યું–" તમે ખરૂં કહો છો એનો બાપ મારો ભાઇ હતો અને એના જન્મ પહેલાં મરણ પામ્યો હતો.

## હ૦ રસુલુલ્લાહ [સ. ] ને પુછયું.

બધા લોકો સુઇ ગયા પછી ખ્રીસ્તી સન્યાસી હ. રસુલુલ્લાહ (સ૦)ની પાસે આવ્યા અને પુછ્યું કે તમને સ્વપ્નમાં આવે છે? રસુલુલ્લાહ (સ૦)એ કહ્યું—હા, અને પોતાનાં અજાયબી ભર્યાં સ્વપ્નાં કહ્યાં ફરી તેણે રસુલુલ્લાહ (સ.) ની પુંઠ ઉપર મહોરે નબુવતનું ચિન્હ જોયું અને કહ્યું "**બેશક તમેજ છો.**"

## અબુતાલિબની હેરત.

ખ્રીસ્તી સન્યાસીની વાતો સાંભળીને અબુતાલિબ ભારે આશ્ચર્ય પામ્યા તેઓએ કહ્યું કે હું નહોતો જાણતો કે પયગમ્બર કેવા હોય છે. ત્યારે તે ખ્રીસ્તીએ બધા પયગમ્બરોની હકીકત કહી સંભળાવી.

## રોમન શાહેનશાહના અસ્વાર.

સાધુ સાથે વાતો થતી હતી ત્યાં કેટલાક લશ્કરી અસ્વાર આવ્યા અને સાધુને પુછ્યું કે શહેનશાહને કોઇ ગેબની વાતો જાણુનારાએ કહ્યું છે કે આજે આ દેશ જીતનારો પયગમ્બર અહીં આવ્યો છે તેને પકડવા અમે આવ્યા છીએ.

## સન્યાસીનો જવાબ.

સન્યાસીએ કહ્યું જો તે પયગમ્બર હોય તો તેને તમે નહીં પકડી શકો. જાઓ નકામા હેરાન ન થાઓ. એ પછી અબુ તાલિબને તાકીદ કરી કહ્યું તમારો માલ વેચીને તાકીદે મક્કા ચાલ્યા જાઓ. એટલે અબુતાલિબ મક્કા ચાલ્યા આવ્યા.

# ૨૬

# જવાની

## બકરાં ચારતા હતા.

હઝરત રસુલુલ્લાહ [ સ. ] બાળપણુમાં અને જવાન થયા પછી પણ અરબસ્તાનના રીવાજ પ્રમાણે વગડામાં બકરાં ચારતા હતા. સવારથી સાંજ સુધી વગડામાં રહેતા અને રાત્રે કાકાને ત્યાં આવીને સુઇ રહેતા.

## ખરાબ સોબતની સાવધાની

હઝરત રસુલુલ્લાહ ( સ. ) મક્કાના રેઢીયાળ અને દુર્ગુણી બાળકો સાથે કદી બેઠા નથી. બધાથી જુદા રહેતા એટલે આપના સદગુણુ અને સદાચારની વાતો લોકોને મ્હોઢે ચઢવા માંડી કેમકે બાળપણથી જવાની સુધીની આપની ચાલ ચલગત બધા લોકો જાણુતા હતા.

## અમીનનો ખેતાબ.

બાળપણુ અને જવાનીના દીવસોમાં રસુલુલ્લાહ (સ.)ની સચ્ચાઈ અને સદગુણ જોઇને મક્કાના બધા લોકો આપને "અમીન" ( દયાનતદાર ) કહીને બોલાવતા હતા. અને આપની ઘણી ઇજ્જત કરતા હતા.

## કાબાનું બાંધકામ.

રેલ આવ્યાથી કાબાની ઇમારત ભાંગી ગઈ હતી બધા કબીલાવાળાએ સાથે મળીને નવી ઇમારત બાંધી, હજરે અસ્વદ તેની જગાએ ગોઠવવાનો હતો, પણ દરેક કબીલાનો સરદાર એ મોટાઈ મેળવવાની માગણી કરતો હતો, આ હઠ એટલી વધી કે ખુનામરકી થવાનો પ્રસંગ ઉભો થયો.

### પહેલી સરદારી

છેવટ એમ ઠર્યું કે કાલે સવારે બધાથી પહેલાં કાબામાં જે આવે તેનો ચુકાદો બધાએ કબુલ રાખવો, બીજે દીવસે સૌથી પહેલાં હ.રસુલુલ્લાહ (સ) કાબામાં આવ્ય. બધા લોકોને હર્ષ થયો કે તેઓ દયાનતદાર છે એટલે એમનો ચુકાદો અમને કબુલ છે આપે આ ઝઘડાનો સુંદર ચુકાદો આપ્યો.

---

## નોકરી અને વેપાર

### બીબી ખદીજા. ( રઝી )

મક્કામાં એક વિધવા બાનુ રહેતાં હતાં. તેમનો ઘણો બ્હોળો વેપાર હતો શામ વગેરે દેશોમાં તેમના નોકરો વેપાર કરવા જતા હતા, તે બાનુ સદાચારી અને બુદ્ધિશાળી હતાં.

### નોકર રહ્યા

આખી કોમે હ૦ રસુલુલ્લાહ(સ.) ને "અમીન" નો ખેતાબ આપ્યો અને જ્યાં ને ત્યાં તેમની નેકી અને સચ્ચાઇ મશહુર થઇ ત્યારે બીબી ખદીજા (રઝી) એ તેમને શામ દેશમાં વેપાર સારૂ મોકલી નોકરી રહેવા જણાવ્યું. હ. રસુલુલ્લાહ[સ.] એ તે સદગુણી બીબીની માગણી કબુલ કરી લીધી.

### મુસાફરીનો અનુભવ

વેપારી લાઇન દરમ્યાન ઘણી કોમો અને ઘણા દેશો આપે ધ્યાન પુર્વક જોયા, તેમના સદગુણો અને દુર્ગુણોની ભારે અસર આપના મન અને મગજ ઉપર થઈ. એ ગુસાફરીઓનો અનુભવ છેલ્લા દિવસોમાં ઘણો કામ આવ્યો.

### લગ્નનું પેગામ

હઝરત ખદીજા [ રઝી. ] એ રસુલુલ્લાહ [ સ. ] ની વેપારી કાબેલીઅત જોઈ ત્યારે તેઓએ નીકાહ કરવાની ઇચ્છા બતાવી. હ. રસુલુલ્લાહે ( સ. ) આ માગણીની ખબર પોતાના કાકા અબુ તાલિબને પોતે કરી.

---

## લગ્ન.

### સંબંધની મસલહત.

હઝરત અબુ તાલિબે પોતાના ખાનદાનના માણસો સાથે સલાહ કરી કે ખદીજાની ઉમર વધારે છે એટલે આ સંબંધ યોગ્ય છે કે નહીં. પરંતુ એ ચાર વગર બધાએ એ સંબંધ પસંદ કર્યો કેમકે તેમાંનો દરેક માણસ હઝરત ખદીજા [ર.] ના ઉંચા ગુણોને જાણતો અને માનતો હતો.

### સંબંધ મંજુર

હઝરત અબુ તાલિબે ફરમાવ્યું મારા ભાઇના બેટા મોહંમદ ( સ. ) ની ઉમર ૨૫ વર્ષની છે અને ખદીજા ( રઝી ) ની ચાલીસ વર્ષની છે પણ હું આ સગપણ મંજુર કરૂં છું કેમકે મારા ધારવા પ્રમાણે સ્વભાવ અને ગુણોની ખુબીઓ બન્નેમાં સરખી છે, તેથી આ નાતો બન્નેને આરામ અને સુખમાં રાખશે.

### હઝરત ખદીજા ( રઝી. )

જ્યારે હઝરત અબુ તાલિબે પેગામ કબુલ કર્યું ત્યારે હઝરત ખદીજાએ પોતાના કુટુંબીઓને ભેગા કરીને ખબર આપી કે હું એક માણસ સાથે નિકાહ (લગ્ન) કરવા માંગુ છું જે એક મોટા

માણસનો પૌત્ર છે અને જે દરેક માણસની નજરમાં સાચો તથા દયાનતદાર ( અમીન ) છે. આ સાંભળતાં દરેક જણે હઝરત ખદીજા ( રઝી ) ના ઇરાદાને ટેકો આપ્યો.

## નાકાહની રસ્મ.

ઇસ્લામ જાહેર થયા પહેલાં અને પયગમ્બરીથી પહેલાં પણ નીકાહનો રીવાજ એવોજ હતો જેવો પયગમ્બરી પછી ઠરાવવામાં આવ્યો, પરંતુ કેટલીક રસમો કાફરો અને મુશરક લોકોના લગ્નોમાં થતી હતી જે ખરાબ હતી પણ હઝરત [ સ. ] ના નિકાહમાં તેમાંની કોઈ રસમ ન થઇ.

## લગ્ન થઈ ગયાં.

છેવટ હઝરત અબુ તાલિબ અને બધા મોટા મોટા સરદારો હઝરત રસુલુલ્લાહ ( સ. અ. વ. ) ને સાથે લઇને હઝરત ખદીજા ( રઝી. ) ને ત્યાં ગયા અને ત્યાં હઝરત ( સ૦ ) નાં લગ્ન થયાં, લગ્ન પછી હઝરતે ત્યાંજ રહેવા માંડયું જ્યાં હઝરત ખદીજા ( રઝી ) રહેતાં હતાં તે ઘર ઘણું સારૂં હતું.

## મક્કામાં વેપાર.

લગ્ન થયા પછી હઝરત રસુલુલ્લાહ ( સ. અ. વ. ) વેપાર સારૂ કદી મક્કાની બહાર નથી ગયા પણ જ્યારે તેમના ખાનદાનના માણસો વેપાર સારૂ શામ તથા ઇરાન જતા ત્યારે આપ પણ તેમની સાથે હઝરત ખદીજા [ રઝી ] નો માલ વેચવા માટે મોકલતા હતા અને મક્કામાં વેપાર પણ કરતા હતા.

## વિચાર કરવાની ટેવ

લગ્ન થયા પછી પણ હ રસુલુલ્લાહ (સ.) સાધારણ લોકોથી અલગ રહેતા હતા વેપારી વાતચીત સીવાય કોઈની સાથે મેલમીલાપ વધારતા નહોતા, આપનો સ્વભાવ હતો કે કોઇ વસ્તુ જોવામાં આવતાં કેટલીય વાર સુધી તેની ઉપર વિચાર કર્યા કરતા હતા, એથી જણાતું હતું કે તે વસ્તુની આપના મન ઉપર ઉંડી અસર થઇ છે અને તેની ઉપર વિચાર કરી રહ્યા છે.

## જીવતી છોકરી દાટી

એક દીવસ આપે સાંભળ્યું કે કોઇ અમીર માણસે પોતાની દુધમળ છોકરીને જીવતી દાટી દીધી અને કહ્યું કે હું કોઈને મારો જમાઇ બનાવવા માગતો નથી, તેથી છોકરીને કતલ કરી નાખવામાં આવી કે કોઇનો સસરો થવું પડે નહીં. આ વાત સાંભળતાં હઝરતને ઘણું દુઃખ થયું.

## દુઃખના વાતો.

આ ગમગીન ખબર સાંભળીને ઘરમાં આવ્યા ત્યારે આપે દુઃખ સાથે હઝરત ખદીજા (રઝી.) ને કહ્યું, મારી કોમ કેવી દયા-હીન છે જે જીવતી છોકરીઓને દાટી દે છે હઝરત ખદીજા (રઝી) એ પોતાના પતિના વિચારને ટેકો આપ્યો અને કેટલાય વખત સુધી બન્ને એ દુઃખની વાતો કરતા રહ્યા.

## કાકા પાસે

એ બનાવની હઝરત રસુલુલ્લાહ (સ. અ. વ.) ના મન ઉપર એટલી બધી અસર થઈ હતી કે પત્નિ સાથે વાત કર્યા પછી પોતાના કાકા અબુ તાલિબની પાસે ગયા અને કહ્યું કે નિર્દોષ છોકરીઓના

જીવ ઉગારવા માટે કંઇક ગોઠવણ કરવી જોઇએ. હઝરત અબુ તાલિબે કહ્યું એ વાત ઘણી મુશકેલ છે.

## અબ્બાસ ( રઝી ) ને કહ્યું.

હઝરત અબુતાલિબે લાચારી બતાવ્યાથી હ. રસુલુલ્લાહ ( સ. અ. વ. ) પોતાના બાજા કાકા અબ્બાસ (ર.) ની પાસે ગયા તે વેળા ત્યાં આપના ત્રીજા કાકા હમઝા (ર.) અને ચોથા કાકા અબુ લહબ પણ બેઠા હતા. એ ત્રણેએ હઝરત (સ.) ની વાત સાંભળીને કહ્યું તમારો ખેદ વ્યાજબી છે પણ અમારામાં એ રીવાજ બંધ કરવાની શક્તિ નથ,

## એક યાહુદી સાથેની વાતો.

તેજ દીવસો દરમ્યાન વેપાર સારૂ મક્કામાં આવેલા એક યહુદીને મળ્યા અને જીવતી છોકરીઓ દાટી દેવા વિષે તેની સાથે વાતો કરી. તેણે કહ્યું આવી જાતના જુલમાટ ગુજારવાને સબએજ તમારી કોમ આખી દુનિયામાં હલકી અને નીચ પ્રજા ગણાય છે. યાહુદીનો જવાબ સાંભળીને હઝરત ( સ. ) વધારે ગમગીન થયા.

## મારી કોમ સારી છે.

યહુદીએ એમ પણ કહ્યું કે તમારી કોમ તો જંગલી અને મુર્ખ પ્રજા છે તેને માણસ જાત પણ કહેવી નકામી છે. હ. રસુલલ્લાહ[ સ. અ. વ. ]એ ફરમાવ્યું નહીં, મારી કોમ તો ઘણી સારી છે પણ તેમાં થેડાક દુર્ગુણ જરૂર છે અને તે દુર થઈ શકે છે.

## યહુદીઓની ટેવ.

એ યહુદીને હ. રસુલુલ્લાહ ( સ. અ. વ. )એ એમ પણ કહ્યું કે મારી કોમ લાજ શરમમાં બધી કોમોથી ચઢીયાતી છે, શું તમે

તમારી યહુદી કોમની શરમ નથી જોતા કે તે તો બસ રૂપીયાજ ભેગા કરે છે અને આબરૂદાર ટેવોની તેને ખબરજ નથી તેમ દરકાર પણ કરતી નથી.

**એક વર્ષના મહેનત.**

લગ્ન થયા પછી એક વરસ સુધી હ. રસુલુલ્લાહ(સ.)એ પોતાની કોમના મોટા મોટા સાહારોને સમજાવ્યા કે છોકરીઓ કતલ કરી નાંખવી એ ઘણું ખરાબ કામ છે. એ રીવાજ બંધ કરવો જોઇએ. આ વિષે ઘણા લોકો હઝરત (સ.) ના વિચારોને મળતા થયા અને એ રીવાજ લગભગ બંધ જેવો થઇ ગયો.

---

## લગ્ન પછીનું બીજું વર્ષ.

**ઇરાની વેપારી.**

ઇરાનના થોડાક વેપારીઓ મક્કામાં આવ્યા હતા. તેઓ મક્કા વાળાની મુર્તિપુજા અને મુર્ખાઇની મશકરીઓ કરતા હતા. તેમની પાસેથી હઝરત રસુલુલ્લાહ (સ. અ. વ.) પસાર થતાં આપે (સ.) પણ તેમની વાતો સાંભળી અને પોતાની કોમની નાલેશી અને અપમાનની વાતો સારી ન લાગી, આપે ઇરાનીઓને પોતાને ત્યાં જમવાનું નોતરૂં દીધું.

**નોતરાના વાતો.**

હઝરત રસુલુલ્લાહ (સ. અ. વ.)એ જમાડયા પછી ઇરાની સોદાગરોને કહ્યું-તમે મારી કોમને વગોવી રહ્યા હતા કે તે મુર્ખને મુર્તિ પુજક છે, બતાવો ? શું તમારી કોમ મુર્તિઓની પુજા નથી કરતી અને તમે બધાજ કેળવાયેલા છો તથા તમારામાંનો કોઇ ખરાબ નથી કે ?

## ઈરાનીઓનો જવાબ

અમે તો નુર અને નાર ( જ્યોતિ અને દેવતા )ની પુજા કરીએ છીએ. પત્થર કે લાકડાંની મુર્તિઓની પુજા નથી કરતા. અમારા-માંના મોટા ભાગને લખતાં વાંચતાં આવડે છે અને અમે ઇરાનની બાહેરની પ્રજાઓ ઉપર પણ રાજ્ય કરીએ છીએ.

## અમે અમારા હાકેમ છીએ

હઝરત રસુલુલ્લાહે ( સ. અ. વ. ) ફરમાવ્યું—તમે બીજાના હાકેમ છો અને મારી કોમ પોતાની હાકેમ છે. તેની ઉપર કોઇ રાજાની હકુમત નથી. જ્યોતિ ( રોશની ) અને આગની પુજાને પણ હું તો મુર્તિ પુજા ગણું છું. આજ સુધી મેં કોઇ મુર્તિની પુજા નથી કરી.

## દરેક વસ્તુ ગરમાઇથી જીવે છે.

ઇરાનીઓએ કહ્યું—ગરમાઇથીજ દરેક વસ્તુમાં જીંદગી છે તેથી અમે આગની પુજા કરીએ છીએ. હ૦ રસુલુલ્લાહે ( સ. અ. વ. ) કહ્યું—ત્યારે ગરમાઇમાં જીંદગાની કયાંથી આવે છે ? આ સાંભળીને ઇરાનીઓ ચુપ થઇ ગયા. કશો જવાબ આપી શકયા નહી.

## ખુદા બે છે.

ઇરાનીઓ બોલ્યા અમે બે ખુદા માનીએ છીએ. એક ભલાઇનો બીજો ભુંડાઇનો. નુરમાં નેકીનો પ્રકાશ છે અને નાર ( આ. ) માં ભુંડાઈ પ્રગટે છે. હ૦ રસુલુલ્લાહે ( સ. અ. વ. ) કહ્યું—રોશની અને આગ તો માણસના કબજામાં આવી જાય છે એટલે જે વસ્તુ ઉપર માણસ કબજો કરી શકે તે ખુદા ( ઇશ્વર ) થઇ શકે કે ?

## તમારો ખુદા કોણ છે !

ઇરાનીઓએ પુછ્યું—છેવટ તમે કોને ખુદા કહો છો ? હ.

રસુલુલ્લાહે (સ.)કહ્યું–હું કંઈ નથી જાણતો પણ તમે બતાવેલા ખુદાઓમાંનો કોઇ મને ગમતો નથી. કેમકે એ બધા માણુસોના મોહતાજ લાગે છે અને મુર્તિઓ તો બધાથી વધારે પરવશ છે.

### ચાલો ઈરાન આવો.

ઇરાનીઓએ કહ્યું—તમે ઘણા સમજુ લાગો છો. ચાલો ઇરાન આવો ત્યાં જઇ બધું શીખો. હ. રસુલુલ્લાહે (સ. અ. વ.) ફરમાવ્યું. મારી કોમને જંગલી અને હિંસક કહેનારાઓ કનેથી હું કશું નથી શીખતો. હું તો ઇરાન ઉપર કબજો કરી તેને શીખવાડવા માગું છું ઇરાનીઓ આ વાત સાંભળીને હસી પડયા અને ઈરાન ચાલ્યા ગયા.

### અબુ લહબનો સવાલ.

એજ વરસે હઝરત (સ.) ના કાકા અબુ લહબે એક દીવસ કહ્યું–તમે કાબામાં બંદગી કરવા નથી આવતા. એ તો તમારા બાપ દાદાનું મંદિર છે. હઝરત રસુલુલ્લાહે (સ. અ. વ.) ફરમાવ્યું–ત્યાં હાથે ઘડેલી મુર્તિઓ છે અને તેમનામાં મારો વિશ્વાસ નથી.

### અબુ લહબને રીસ ચઢી.

અબુલહબે રીસે ભરાઇ કહ્યું—તમારા બાપદાદા, એજ હાથની ઘડેલી મુર્તિઓની પુજા કરતા હતા. હ૦ રસુલુલ્લાહે (સ. અ. વ.) ફરમાવ્યું–મેં મારા બાપને નથી જોયા. તેઓ મારા જન્મ પહેલાં મરણ પામ્યા હતા અને દાદાને પણ મુર્તિ પુજતાં જોયા નહોતા.

### તમારા કાકાને જોઇલ્યો.

અબુ લહબે કહ્યું—તમારા કાકા અબુતાલિબ અને મને જોઇ લ્યો. અમે બધા એ મુર્તિઓની પુજા કરીએ છીએ. હ૦ રસુલુલ્લાહે

(સ. અ. વ.) કહ્યું–મને એવી મુર્તિ દેખાડો જેને મનુષ્યે ન બનાવી હોય અને તેમાં માણસથી વધારે કૌવ્વત હોય.

**શું તું ધર્મ ભ્રષ્ઠ છે ?**

અબુલહબે કહ્યું—તેં તારા બાપદાદાનો ધર્મ મુકી દીધેલો લાગે છે. તું ધર્મ ભ્રષ્ટ થઇ ગયો છે. હ૦ રસુલુલ્લાહે (સ. અ. વ.) ફરમાવ્યું–હું સૌથી વધારે સાચા ખુદાની શોધમાં છું. ધર્મની હું ના નથી પાડતો પણ મને સમજાવો કે મુર્તિપુજામાં શા શા લાભ છે.

**મોઢું સંતાડી લીધું.**

એક દીવસ હ૦ રસુલુલ્લાહે (સ. અ. વ.) જોયું કે કાબામાં મુર્તિયોની પુજા થાય છે અને બધા માણસો નાગા છે, તેમના શરીર ઉપર એકે લુગડું નથી. હ૦ રસુલુલ્લાહે (સ. અ. વ.) પોતાનું મોઢું કપડામાં સંતાડી લીધું અને કહ્યું કે આ કેવા બેશરમ લોકો છે.

**અબ્બાસે [ર.] કહ્યું.**

રસ્તામાં હ૦ રસુલુલ્લાહ (સ. અ. વ.)ના કાકા હઝરત અબ્બાસ (રઝી.) મળ્યા. રસુલુલ્લાહે (સ.) તેમને કહ્યું કે એ લોકો કાબામાં નાગા થઇને કેમ આવે છે. તેઓએ કહ્યું જે લુગડાંમાં તેઓએ પાપ કર્યાં છે તેને બંદગી વેળા ઉતારી નાંખે છે કે નાપાક લુગડાંમાં ખુદાની સામે આવે નહીં.

**આપની ટીકા.**

હ. રસુલુલ્લાહે (સ. અ. વ.) ફરમાવ્યું—પાપ તો શરીર કરે છે તેમાં લુગડાંનો શો વાંક. શું એ લોકો પોતાનાં શરીર બદલી શકે છે? તેમને કહો કે તેઓ પાપ કરવાનું મુકી દે કે જેથી કાબામાં બેશરમી ન થાય. અબ્બાસ (ર.) એ કહ્યું એ અશકય જેવી વાત છે.



# લગ્ન પછીનું ત્રીજું વર્ષ.

### કાફરોની હજ.

ઇસ્લામથી પહેલાં પણ અરબ લોકો દર વરસે કાબાની હજ કરવા આવતા હતા. જુદા જુદા કબીલાની ઓરતો અને મરદો મોટી સંખ્યામાં ભેગા થતા હતા, મક્કામાં મોટી બજાર પણ ભરાતી એ બધી કોમો અરબ જાતિની હતી અને બધી જાતો મુર્તીઓની પુજા કરતી. હજના પ્રસંગે પણ મુર્તિ પુજા થતી હતી.

### અબુ તાલિબની પરોણાગત.

બની હાશમ કાબાના વહીવટદાર હતા. હજની બધી ક્રિયાઓ તેમની દેખરેખ તળે થતી હતી. હઝરત અબુ તાલિબ પોતાના પુર્વજોને પગલે ચાલી કાબાના હાજીઓની પરોણાગત પણ કરતા હતા અને એમાં તેમનું ભારે ખરચ થતું હતું. ખાનદાનવાળા પણ અબુ તાલિબની મદદ કરતા હતા.

### કાકા સાથે યજમાની

હ. રસુલુલ્લાહ [ સ. અ. વ. ] પણ પોતાના કાકા અબુતાલિબની સાથે હજના પરોણાઓની ખાતર બરદાસમાં રાત દીવસ રોકાયેલા રહેતા, તેથી જુદા જુદા કબીલાવાળાની ટેવો અને રહેણી કરણી જોવા અને અનુભવવાનો પ્રસંગ મળતો હતો. અરબોની વિચીત્ર પ્રકારની હરકતોની આપના મન ઉપર ઉંડી અસર થતી હતી.

### કુદકા અને સીટી.

હ. રસુલુલ્લાહ (સ. અ. વ.) જોતા હતા કે અરબ લોકો હજ કરવા માટે કાબામાં આવતા હતા. ત્યારે તેમાંના કેટલાક તદ્દન

નાગા થઇ જતા, કેટલાક ગાંડા માણસો પેઠે કાબામાં કુદકા મારતા અને સીસોટીઓ વગાડતા હતા. અને એજ હરકતોને હજની ક્રિયા ગણતા હતા.

## કાબામાં વાજીંત્ર.

હઝરત રસુલુલ્લાહ (સ.) જોતા હતા કે કાબામાં મુકેલી મુર્તીઓ આગળ યાત્રીઓ વાજીંત્ર પણ વગાડતા હતા તેમની ઓરતો મુર્તિઓ આગળ નાચતી હતી, આની રસુલુલ્લાહ (સ.) ઉપર માઠી અસર થતી અને આપના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થતો.

## ગિલાફ પકડીને દુઆ કરી.

અરબોની બેહુદી વાતો જોઈ જોઇને એક દિવસ હ. રસુલુલ્લાહ (સ.)ને એટલું દુખ થયું કે આપે કાબાનો ગિલાફ પકડીને દુઆ કરી કે "યા અલ્લાહ મારી કોમને સમજણ આપ કે તે આ બધી બેહુદી વાતો મુકી દે. અને મને હિમ્મત આપ કે હું તેમને સુધારી શકું"

## કાફર હાજીઓના તંબુ.

હઝરત રસુલુલ્લાહ (સ.) હજના દિવસોમાં કાફર હાજીઓની ખાતર બરદાસથી પરવારતા ત્યારે તેમના તંબુઓમાં જઇને પુછતા હતા કે કોઇને કશી વસ્તુની જરૂર હોય અથવા તકલીફ હોય તો મને કહો. હાજી લોકો કહેતા હતા કે અબુ તાલિબના ભાઇનો બેટો સરસ પરોણા ચાકરી કરનારો છે.

## યહુદીઓની મશખરી.

એક દીવસ હજના દીવસોમાં રસુલુલ્લાહ (સ.) બજારમાં જતા હતા ત્યાં સાંભળ્યું કે યહુદી વેપારી હજની મશખરીઓ કરે છે આપ ત્યાં ઉભા રહ્યા અને તેમને કહ્યું શું તમે તમારા માંદા ભાઇઓની મશખરીઓ કરો છો ! અને શું તમે તમારા રોગોને મશખરી લાયક નથી ધારતા. યહુદી આ વાત સાંભળીને ચુપ થઇ ગયા.

## એક ઇસાઈ વેપારી.

હજની ગુજરીમાં શામનો એક ઇસાઈ સોદાગર પણ આવ્યો હતો. હઝરત રસુલે ખુદા (સ.) એ તેને પુછ્યું કે તમને કશી જરૂર હોય તો મને કહો. ઇસાઇએ કહ્યું મને કશી જરૂર નથી પણ આજે ગુજરી ઉઠયા પછી રાત્રે મારે તમારી સાથે કંઇક વાત કરવાની છે. કેમકે અહીંના બધા માણસોમાં તમેજ મને એવા લાગો છો કે જેની સાથે વાતો કરૂં.

## રોમન કૈસરનાં વખાણ.

હઝરત રસુલુલ્લાહ (સ.) વાયદા પ્રમાણે રાત્રે ઇસાઇ વેપારીની પાસે ગયા અને તેની સાથે વાતો કરી. ત્યાં ઇરાનનો સોદાગર પણ બેઠો હતો. ઇસાઇ સોદાગરે પોતાના રોમન શહેનશાહ કૈસરનાં ઘણાં વખાણ કર્યાં. અને કહ્યું કે અરબોએ પણ તેની રૈયત થઇને રહેવું જોઇએ એટલે તેઓ પ્રગતિ કરી ઘણા સુધરી જશે.

## ઇરાની વેપારી.

ઇસાઇ સોદાગરની વાતનો રસુલુલ્લાહ (સ.) એ કશો જવાબ આપ્યો નહી પણ એક ઇરાની સોદાગરે કહ્યું; તમે રોમન શહેનશાહનાં કરેલાં વખાણમાં ઘણી થોડી સચ્ચાઇ છે વળી અરબસ્તાનના કબીલા વાળા કદી કોઇ બાદશાહના તાબેદાર થઇને રહ્યા નથી અને અરબો કૈસરના તાબામાં રહે એટલી કાબેલીયત હું રોમન શહેનશાહ કૈસરમાં જોતો નથી.

## કિસરાનાં વખાણ.

એ પછી ઇરાની વેપારીએ પોતાના શહનશાહનાં અને તેના રાજ્યનાં ઘણાં વખાણ કર્યાં અને કહ્યું કે ઘણી વાતોમાં અરબો ઇરાનીઓને મળતા આવે છે. તેમનો રંગ પણ એક છે તેથી અરબોએ

અમારા શહેનશાહ કિસરાના તાબામાં રહેવું જોઈએ એમાં અરબોને ફાયદો પણ છે.

**અરબ અમારી આણમાં છે.**

ઇરાની અને ઇસાઇ વચ્ચે બોલાચાલી થવા માંડી ત્યાં સુધી રસુલુલ્લાહ (સ.) બન્નેની વાતો સાંભળતા રહ્યા. દરેક કહેતો કે અરબસ્તાન અમારા રાજ્યની અસર તળે છે એટલે તે અમારા તાબામાં છે અને અરબોએ અમારા તાબામાં રહેવું જોઇએ.

**અરબ તો બધાનો અધિકારી છે.**

છેવટ હ. રસુલુલ્લાહ (સ.) એ સ્મીત કરતાં કહ્યું:—તમે પરસ્પર ન વઢો, અરબસ્તાન કોઇના તબામાં નથી તેને તો ખુદાએ અધિકાર ભોગવવા ઉત્પન્ન કર્યો છે. અત્યારે જો કે મારી કોમ ખરાબ હાલતમાં છે પણ તે કોઈની તાબેદાર નથી અને હું તેને કોઇના તાબામાં જવા દઇશ નહી. તમે અમારી ઉપર અધિકાર ભોગવવાનો વિચાર કાઢી નાંખો.

**ઘેર આવીને રડી પડયા.**

ગુજરીમાંથી ઘેર આવતાં રસુલુલ્લાહ (સ.) રડી પડયા. બીબી ખદીજા (ર૦) એ રૂદન કરવાનું કારણ પુછ્યુ, ત્યારે આપે અરબોની દુઃખ ભરી હાલત અને કેસર તથા કિસરાના રાજલોભની વાત કરી કહ્યું કે એ બધી વાતોથી મારૂં મન કકળી ઉઠે છે. તેથી મને રડવું આવે છે. બીબી ખદીજા [ર] એ આપને દીલાસો આપ્યો.

---

## લગ્ન પછીનું ચોથું વર્ષ.

**એક ઈસાઈ સાથેના ચર્ચા.**

બયતુલ મુકદ્દસનો એક ઇસાઇ મક્કા આવ્યો હતો, એક દીવસ

રસુલુલ્લાહ (સ.) ને મળ્યો. તેણે કહ્યું શું તમે ખુદાના બેટા મસીહની હકીકત સાંભળી છે ? રસુલુલ્લાહે (સ) ફરમાવ્યું-મેં નથી સાંભળી. વળી ખુદાને છોકરાં છઇયાં નથી તેથી તેના બેટાની વાત સાંભળવાની મને કશી જરૂર નથી.

**યહુદીની કઠોરતા.**

હ. રસુલુલ્લાહ (સ) તે ઇસાઇ મુસાફર સાથે વાતો કરતા હતા ત્યાં એક યહુદી પણ આવી ચડ્યો અને તેણે હઝરત મસીહ [અ.] બાબે કઠોર શબ્દો વાપર્યા હ૦ રસુલુલ્લાહ (સ.)એ ફરમાવ્યું—હું કોઈ માણસને ખરાબ કહેતો નથી અને કોઇની બુરાઈ સાંભળવા માગતો નથી તેથી તમે મસીહ (અ.) ને કંઇ ન કહો.

**ઇરાની શાહ નામું.**

મક્કામાં રીવાજ હતો કે લોકો રાત્રે ભેગા થતા અને કોઈ ઇરાની કે અરબ ઇરાનના બાદશાહોની વાતો માંડતો. હ. રસુલુલ્લાહે (સ) કેટલીયવાર એ વાતો સાંભળવાનો ઇરાદો કર્યો પણ એવી વાતોમાં તેઓ કહે છે કે મને કશોય રસ પડતો નહોતો. મને એવો વિચાર આવતો કે આવી વાતોમાં જુઠાણું વધારે હોય છે.

**રૂમ અને ઇરાનની વાતો.**

અરબ સોદાગરો ભેગા થતા ત્યારે રૂમ અને ઇરાનનાં રાજ્યોની અજાયબી ભરી વાતો એક બીજાને કહેતા હતા. એક દીવસ રસુલુલ્લાહ(સ.)ની સામે પણ એ વાતો કહેવામાં આવી ત્યારે આપે ફરમાવ્યું અમારી સામે નહોય એવી દુરની વસ્તુ ખુશ કરી શકતી નથી. તમે તમારી કોમની હાલત જુઓ તે તમારી આંખો આગળ છે.

**ખજાનાની વાતો**

એક દીવસ થોડાક માણસો રૂમ અને ઇરાનના ખજાના, સોના,

ચાંદી, અને ઝવેરાતની વાતો કરતા હતા, હ. રસુલુલ્લાહે [સ.] ફરમાવ્યું–બીજાની દોલતની વાતો નકામી છે. તમારી કોમની કંગાળીઅતની વાતો કરો, કે કોમની તકલીફ દુર થઈ શકે; કેમકે પોતાને સુધારવો એ મોટું ખજાનું છે.

### હજનો મેળો

રાબેતા પ્રમાણે હજનો મેળો ભરાયો, જુદા જુદા કબીલાના માણસો મક્કામાં આવ્યા. અને રીવાજ પ્રમાણે હ૦ રસુલુલ્લાહ (સ.) પોતાના કાકા સાથે હાજીઓની ખાતર બરદાસમાં રાત દીવસ રહેવા લાગ્યા. ઘણા હાજીઓનું જમવાનું હ૦ રસુલુલ્લાહ (સ.) ના ઘરમાં હઝરત બીબી ખદીજા (ર.) ની દેખરેખ તળે રંધાતુ હતું.

### હજનો મુશાએરો [ કવિ સમ્મેલન ]

તે વરસે અરબસ્તાનના મોટા મોટા શાએરો (કવિઓ) પણ હજના મેળામાં આવ્યા હતા. અને તે બધાનો એક મુશાએરો [ સમ્મેલન ] પણ થયો હતો. હઝરત રસુલુલ્લાહ સલ૦ પણ એ મુશાએરા (કવિ સમ્મેલન) માં ગયા. આપે બધા શાએરો (કવિઓ) ની શાએરી (કવિતાઓ) સંપુર્ણ વિચાર અને ધ્યાન દઇને સાંભળી અને એક જગાએ છાના માના બેસી રહ્યા. કોઈ જાતનો અભિપ્રાય આપ્યો નહી.

### શાએરોની વધુ પડતી વાતો.

મુશાએરા [ સમ્મેલન ] માં હ. રસુલુલ્લાહે [ સ. ] જોયું કે દરેક શાએર પોતાની અને પોતાના કબીલાની તારીફમાં હદ વટાવનારી વધુ પડતી વાતો કરે છે એ વધુ પડતી વાતો જુઠાણાની હદથી પણ આગળ વધી જતી હતી. એ વધુ પડતી વાતો સાંભળીને હ૦ રસુલુલ્લાહ (સ.) ને ઘણું દુઃખ થયું પરંતુ ધીરજ સાથે તેમની શાએરી સાંભળતા રહ્યા.

### સમ્મેલનમાં લડાઈ

એક શાએરે કોઇ બીજા કબીલાની નાલેશી કરી, તે કબીલાના એક જવાને તરવાર તાણીને તે શાએરને મારી નાંખ્યો. એ પછી મુશાએરા ( સમ્મેલન ) માં તરવારો ચાલવા માંડી એટલે હ. રસુલુલ્લાહ ( સ. ) પોતાના ઘેર ચાલ્યા આવ્યા એ લડાઇ ઘણીવાર સુધી ચાલતી રહી.

### કોમના અવિવેકનું દુઃખ

હ. રસુલુલ્લાહ ( સ. ) ઘેર આવ્યા ત્યારે આપને પોતાની કોમના અવિવેકનું ઘણું દુઃખ થયું. આપ ઘણીવાર સુધી પોતાના મકાન આગળ આંટાફેરા ખાતા રહ્યા અને મશાએરામાં થયેલી લડાઇનાં કારણો ઉપર વિચાર કરતા રહ્યા. છેવટ આપે ફરમાવ્યું "યા અલ્લાહ! શું આવીજ રીતે હમેશાં મારી કોમ બરબાદજ થતી રહેશે."

---

## લગ્ન પછીનું પાંચમું વર્ષ.

### એક તલાકવાળી ઓરત

બીબી ખદીજા [રઝી.] પાસે એક ઓરત આવી. તેણીએ ફરીયાદ કરી કે તેનો ધણી બીજી ઓરતના પ્યારમાં પડવાથી વગર વાંકે અને કારણે તેણીને તલાક આપી છે. રસુલુલ્લાહે (સ.) ધ્યાન દઇને એ વાતો સાંભળી. આપના મન ઉપર પોતાની કોમના જુલમાટની ઉંડી અસર થઇ. કેમકે એ લોકો વગર કારણે કે લેવા દેવા વગર ઓરતો ઉપર જુલમ કરતા હતા.

### એક વિધવા ઓરત.

બીબી ખદીજા [રઝી.] એ કહ્યું પાડોશમાં રહેતી એક વિધવા બાઇને ખાવા પહેરવાનું ઘણું દુઃખ છે, કેમકે કોઈ કમાનાર નથી. અને ઘડપણ હોવાથી તેણી પણ કશું કામ કરી શકતી નથી. રસુ-

લુલ્લાહે (સ.) ફરમાવ્યું. જ્યાં સુધી તમે તે ગરીબ ઓરતના ખાવા પહેરવાનો બંદોબસ્ત ન કરો ત્યાં સુધી તમારે પોતે કંઈ ખાવું પહેરવું નહી તેમ મને પણ ખાવા પહેરવાનું આપવું નહી.

### એક આંધળી ઓરત.

હઝરત રસુલુલ્લાહ(સ.) બજારમાં જતા હતા, ત્યાં એક આંધળી બાઇને ઠોકર ખાઈ પડી જતી જોઇ બજારવાળા હસવા મંડયા. આપ રડી પડયા અને ઓરતને ઉઠાવી તેનો હાથ ઝાલી ઘેર પહોંચાડી દીધી. ફરી દરરોજ તેને પોતેજ ખાવાનું પહોંચાડવા જતા હતા.

### એક મજુર ઓરત

હઝરત રસુલુલ્લાહે (સ.) જોયું કે એક મજુર બાઇ લાકડાંનો ભારો ઉપાડી બજારમાં જતી હતી અને બજારવાળા તેની મશખરીઓ કરતા હતા, આપે તેમને ધમકાવ્યા અને કહ્યું તમને શરમ નથી આવતી ? તેણીને મદદ કરવાને બદલે પજવણી કરો છો.

### ઓરતને મારો નહી.

બજારમાં એક જણ પોતાની ઓરતને મારતો હતો. તમાશો જોવા ઘણા માણસો ભેગા મળ્યા વતા. હ. રસુલુલ્લાહે (સ.) જોરથી ફરમાવ્યું—ઓરતને ન મારો, અને બજારમાં તેની ફજેતી ન કરો. ઓરતને મારવી એ બહાદુરનું કામ નથી તમે તો બધા બહાદુર છો.

### હઝરત કાસિમની બીમારી.

શાદીના બીજા વરસે હઝરત બીબી ખદીજા (રઝી) ને ત્યાં એક બેટાનો જન્મ થયો હતો તેનું નામ કાસિમ રાખવામાં આવ્યું હતું એથી રસુલુલ્લાહ [સ] ને અબુલ કાસમ કહેતા હતા, આ વરસે તે માંદા પડયા જેથી કેટલાય દીવસ આખું ઘર ચિંતામાં રહ્યું અને મક્કામાં જેટલા સારા દવાવાળા હતા તે બધાને બોલાવવામાં આવ્યા.

**હઝરત કાસમનો ઇલાજ.**

હઝરત રસુલુલ્લાહે (સ) પોતાના પુત્ર કાસમની દવા માટે ઘણી કોશીશ કરી. હઝરત બીબી ખદીજા અને તેમના પહેલા પતિના બેટા હિન્દ પણ કાસિમની માવજતમાં સાત દીવસ રોકાયેલા રહેતા હતા. છેવટ ખુદાએ કાસમને સાજા કર્યા, એથી હ. રસુલુલ્લાહ (સ) ને ઘણો હર્ષ થયો.

**બીબી ઝયનબનો જન્મ.**

આ વરસે બીબી ખદીજા (રઝી) ને ત્યાં એક બેટીનો જન્મ થયો જેનું નામ ઝયનબ રાખવામાં આવ્યું.હ૦ રસુલુલ્લાહ(સ)એ પુત્રીને ઘણાં લાડ લડાવતા અને કહેતા—મને છોકરીઓ ઘણી વ્હાલી લાગે છે. વખતો વખત ઝયનબને ખોળામાં લઇ ચુંબન કરતા હતા.

**હિન્દનું પાલણ પોષણ.**

હઝરત બીબી ખદીજા(ર.)ના પહેલા ભરથારનો હિન્દ નામનો એક બેટો હતો. હ૦ રસુલુલ્લાહ ( સ. અ. વ. ) તે છોકરા તરફ ઘણું હેત રાખતા, તેના પાલણપોષણનું પુરૂં ધ્યાન રાખતા અને હિન્દ પણ રસુલુલ્લાહ (સ) ની પોતાના સગા બાપ જેવી તાબેદારી કરતો હતો

**હિંન્દનું લાલિત્ય.**

એ છોકરામાં ભાષા લાલિત્ય અને શ્રૃંગારની કાબેલીઅત વધારે હતી જ્યારે કોઇ વસ્તુની વાત કરતો ત્યારે એવી રીતે કરતો કે તે બાબતનું શબ્દોમાં આંખો આગળ ચિત્ર ઉભુ થઇ જતું. હિન્દના ભાષા લાલિત્યથી રસુલુલ્લાહ (સ.) ઘણા ખુશ થતા.

**ઝેદને બેટો બનાવ્યો..**

હઝરત બીબી ખદીજા (રઝી) નો ઝેદ નામનો એક ગુલામ હતો. હ. રસુલુલ્લાહે ( સ. અ. વ. ) તેને મ્હોં બોલ્યો બેટો બનાવ્યો

હતો. જ્યારે આપના બેટા હઝરત કાસિમની વફાત થઈ ત્યારે ઝેહની મહોબ્બત વધી ગઇ. ઝેદ અને હિન્દ હમેશા આપની તરબીઅતમાં રહેતા હતા.

## હિન્દની પરીક્ષા.

એક દીવસ હ. રસુલુલ્લાહે [સ.] હઝરત બીબી ખદીજા (રઝી.) ના બેટા હિન્દને પુછયું કે કાબામાં શું થાય છે? હિન્દે તેના જવાબમાં મુર્તિઓની પુજા અને બીજી બાબતોનું શબ્દોમાં એક ચિત્ર દોર્યું. હ. રસુલુલ્લાહે (સ. અ. વ.) ફરમાવ્યું—શું એ સારી વાત છે? હિન્દે કહ્યું—ખરાબ વાતો છે અને મને નથી ગમતી.

## હઝરત કાસિમની વફાત.

આ વરસની આખરીએ હઝરત કાસિમ પાછા બીમાર પડયા અને જો કે દવા દારૂ કરવામાં આવી પણ ફાયદો ન થયો અને હઝરત કાસિમ વફાત પામ્યા. હ૦ રસુલુલ્લાહ [સ.] અને બીબી ખદીજા (રઝી.) ને ઘણું દુ:ખ થયું પણ બીબી ખદીજા અને હઝરત રસુલુલ્લાહે (સ.) હાયવાય કરી નહી માત્ર આંસુ સાર્યા હતાં.

## કાસિમ [ર.] ની કબર.

એક દીવસ હ. રસુલુલ્લાહ [સ. અ. વ.] વ્હાલા બેટા કાસિમની કબર આગળ ગયા અને કેટલીયવાર સુધી ઉભા ઉભા કબરને જોતા રહ્યા, ફરી ઘેર આવ્યા અને બીબી ખદીજા (રઝી.)ને કહ્યું—આજે મેં કાસિમની કબરની અંદર જોયું કે તે સ્મીત સાથે મને જોતો હતો, બીબી ખદીજા એ સાંભળીને રડી પડયાં ફરી ફરમાવ્યું-હું પણ તેને જોઇ રહી છું.

## ઓલાદની મહોબ્બત.

બીબી ખદીજાનાં આંસુ જોઇ હઝરત રસુલુલ્લાહે (સ.) ફરમાવ્યું

તમારૂં રૂદન ઠીક છે એ આંસુ જીગરનું લોહી છે. લોહી પોતાના લોહી તરફ ઢળે છે પણ જે લોકો વધારે બુમો પાડે છે, ચીચીયારીઓ મારે છે તેઓ માણસ જાતની ધીરજને લાંછન લગાડે છે.

---

## લગ્ન પછીનું છઠ્ઠું વર્ષ

### ગુલામો તરફ દિલસોજી

હ. રસલુલ્લાહ (સ. અ. વ.) ને લુંડી ગુલામો તરફ ઘણી દીલસોજી હતી, તેઓ પોતાના ઘરનાં લુંડી ગુલામો સાથે સગાં બાળકો જેવું વર્તન રાખતા હતા અને બીજાઓના લુંડી ગુલામો તરફ પણ ઘણી દીલસોજી રાખતા હતા; કોઇ લુંડી કે ગુલામને તકલીફમાં જોતા ત્યારે તેની મદદે ઉભા થઇ જતા હતા.

### એક ગુલામની ઘંટી દળી.

આપે જોયું કે એક ગુલામ ઘંટીમાં લોટ દળે છે અને રડે છે. આપે તેની પાસે જઇને જોયું તો તે બીમાર હતો પણ માલીકના જોર જુલથી દળતો હતો. હ. રસુલુલ્લાહ (સ,) ઘંટી ઉપર બેસી ગયા અને તેને ખસેડી પોતે લોટ દળવા માંડયો અને કહ્યું કે તને જ્યારે જરૂર પડે ત્યારે લોટ દળવા માટે મને બોલાવી લેજે.

### ઈસાઈ ગુલામ આઝાદ કર્યો.

બીબી ખદીજાની પાસે એક ઇસાઇ ગુલામ પણ હતો. એક દીવસ તે ગુલામે રસુલુલ્લાહ [ સ. ] ને કહ્યું—આપ બીજા લોકોના ગુલામોની મદદ કરો છો, મને આઝાદ કરાવવા માટે પણ મદદ કરો. હઝરત રસુલુલ્લાહ (સ.) બીબી ખદીજાને કહીને તેને આઝાદ કરાવ્યો. તે ઇસાઇ આશીર્વાદ દેતો પોતાને દેશ ગયો.

## મોહંમદ ( સ. ) તારી પાસે છે.

અબુ સુફ્યાનનો એક ગુલામ માંદો પડયો. હ. રસુલુલ્લાહે [સ] સાંભળ્યું કે તે ગુલામ કેટલાય દીવસથી માંદો છે અને કોઇ તેની ખબર લેતું નથી એટલે આપ રાત્રે તેની પાસે ગયા અને આખી રાત માવજત કરતા રહ્યા. વારંવાર તેને કહેતા ગભરાઈશ નહી મોહમંદ (સ) તારી પાસે છે.

## એક દુઃખી લુંડીની ફરીયાદ

બની ઉમૈયાનો એક ઉમરાવ પોતાની લુંડીને માર મારતો હતો. લુ- "ફરીયાદ ! ફરીયાદ !" ની ચીસો પાડતી હતી. હ. રસુલુલ્લાહ સલ. તેને ત્યાં ગયા અને તે ઉમરાવને જુલમાટ નહીં કરવા સમજાવ્યો. તે ઉમરાવે કહ્યું કે મારી લુંડીની વાતમાં તમારે દખલગીરી કરવી નહી હ. રસુલુલ્લાહે [સ.] ફરમાવ્યું. એક ઓરતના મામલામાં મારે જરૂર દખલ દેવી જોઇએ.

## આખી રાત ન ઉંઘ્યા.

લુંડીનો બનાવ દીવસનો હતો. આપ રાત્રે ઘેર ગયા તો આખી રાત ઉંઘ્યા નહીં. વારંવાર કહેતા કે નબળી ઓરત જાત ઉપર જુલમ કરનારી કોમનું શું થવા બેઠું છે. હું તેણીની મદદ કરૂં અને બની ઉમૈયા જુલમ ન કરે તો કેટલું સારૂં કહેવાય.

## લુંડી ખરીદી આઝાદ કરી.

બીબી ખદીજાએ હ. રસુલુલ્લાહ (સ.) ની તકલીફ જોઇ કહ્યું કે આપ બેચેન ન થાઓ. સવારે એ લુંડીને ખરીદી આઝાદ કરી દઇશ. હ. રસુલુલ્લાહ ( સ. ) એ સાંભળીને ખુશ થયા. સવાર પડતાં બીબી ખદીજા (ર.)એ તે લુંડીને મોટી કીમતે ખરીદી આઝાદ કરી દીધી.

## લુંડી ગુલામ ઢોર છે.

એક દીવસ અબુ સુફિયાને હ. રસુલુલ્લાહ [સ] ને કહ્યું, તમે લુંડી અને ગુલામોનો પક્ષ કરી તેમની ટેવ બગાડો છો. તે લોકો અમારા ઉંટ અને ઘોડા જેવાં એક જાતનાં ઢોર છે, રસુલુલ્લાહે [સ] ફરમાવ્યું પણ તે તો માણુસ છે અને તમે પણ માણુસ છો.

## એક ઘરડો ગુલામ

એક ઘરડા ગુલામને બગીચામાં પાણી દેતો હ. રસુલુલ્લાહે [સ] જોયો. કુવામાંથી પાણી ખેંચતાં તેના હાથ ધ્રુજતા હતા. હ૦ રસુલુલ્લાહ (સ) તેના પાસે ગયા અને ડોલ હાથમાં લઈ પાણી ખેંચવા મંડયા અને બગીચામાં પાણી પુરૂં પાડયું. ફરી ફરમાવ્યું ફરી કદી તમને મારી મદદની જરૂર લાગે તો બોલાવજો.

## એક બાળ ગુલામ

હ. રસુલુલાહે (સ) ઠંડીમાં ધ્રુજતો ધ્રુજતો એક છોકરાને જતો જોયો તેની પાસે કોઇ ગરમ લુગડું નહોતું, આપે તેની પાસે જઈ હકીકત પુછી બાળકે કહ્યું હું એક યતીમ ગુલામ છું અને મારો ધણી મારી ઉપર ઘણો જુલમ કરે છે. રસુલુલ્લાહ (સ.) એ સાંભળીને રડી પડયા અને બાળકને દિલાસો દીધો.

## ગુલામનો ભાર ઉપાડી લીધો.

બીજા દીવસે હ. રસુલુલ્લાહે (સ. અ. વ.) જોયું કે તેજ છોકરો મોટો ભાર લઇને જતો હતો. અને તેની ગરદન વળી જતી હતી. આપે તે છોકરાનો ભાર પોતાના ખભા ઉપર લઈ લીધો અને તેને જ્યાં જવાનું હતું ત્યાં પહોંચાડી દીધો. ફરી ફરમાવ્યું—બાળક ! તને તકલીફ હોય ત્યારે હમેશા મોહંમદ [સ.] ને બોલાવજે.

## માંદા ગુલામની માવજત.

૯૦ રસુલુલ્લાહ (સ.) ને ખબર પડી કે કોઈ યહુદીનો ગુલામ ઘણો માંદો છે. આપ તેને જોવા ગયા ત્યારે અંધારૂં થઈ ગયું હતું. એ ગુલામ લુગડું ઓઢીને સુતો હતો. હ. રસુલુલ્લાહ (સ.)નો સાદ સાંભળીને કહ્યું શું મારા ધણીએ મારી માવજત માટે માણસ મોકલ્યો છે. રસુલુલ્લાહ (સ.)એ ફરમાવ્યું–હા, હું તને મદદ કરવા આવ્યોછું. આખી રાત તે માંદા ગુલામની પાસે બેસીને ખીદમત કરી. સવાર પડતાં યહુદીનો ગુલામ રસુલુલ્લાહ (સ) ને પોતાની પાસે જોઈને ગભરાઇ ગયો અને કહ્યું કે હે અરબ સરદાર તું તો ગુલામનો ધણી સલામત છે. આખી રાત તેં મારા જેવા ગુલામની ચાકરી કરી. મેં તો ધાર્યું હતું કે મારા યહુદી માલીકે કોઈ ગુલામને મોકલ્યો છે, હ. રસુલુલ્લાહે (સ) ફરમાવ્યું–તારી આશીષનો મને હર્ષ થયો. પણ તું એવી આશીષ આપ કે મારી કોમ ગુનાહોની ગુલામીમાંથી આઝાદ થાય. જેના દુઃખે મને પરેશાન કર્યો છે યહુદીના ગુલામે કહ્યું:—જે કોમમાં તમારા જેવા લોકો મોજુદ છે તે દરેક દુઃખથી મુક્ત થઇ જશે.

## બીબી ખદીજા (ર.) ના સંબંધીની ફરિયાદ.

હઝરત બીબી ખદીજા (રઝી.) ના એક સંબંધીએ ફરીયાદ કરી કે તમે મોહંમદ (સ) ની સાથે નીકાહ કર્યો છે ત્યારથી તમારો બધો માલ વેડફાઇ રહયો છે. લુંડી ગુલામો આઝાદ થાય છે અને મફતનો નવાલો ખાનારાઓને ખોરાક અને લુગડાં વ્હેંચવામા આવે છે આવા રીતે તો તમારી બધી દોલત બરબાદ થઇ જશે. તમે તમારા ખરચનો બંદોબસ્ત શા માટે નથી કરતાં ?

હઝરત ખદીજા [રઝી.] એ પોતાના સંબંધીને જવાબ આપ્યો કે:—મેં મારી જાત અને મારી દોલત મારા ભરથારને સોંપી દીધી છે.

મારો ભરથાર જે રીતે વાપરે છે તેને હું ખરાબ નથી ગણુતી, મને ગરીબ થઇ જવાની કશી ચિંતા નથી કેમકે તે સારાં કામમાં વાપરે છે, હઝરત ખદીજા (રઝી.) ની વાત હજુ તો પુરીય નહોતી થઇ તેટલામાં હઝરત રસુલુલ્લાહ (સ.) ઘરમાં આવી ગયા. આપે બધી વાત સાંભળીને કહ્યું. દોલત ખુદાએ માણુસ જાતિની જરૂરીઆતો પુરી કરવા માટે પેદા કરી છે. જે લોકોની જરૂરીઆતો પુરી કરવા માટે હું માલ ખર્ચ કરૂં છું તેઓ માનવ જાતીના હકમાં મારી સાથે જોડાયેલા છે અને આવું ખર્ચ દોલતમાં વધારો કરે છે.

## બીબી ખદીજા (ર) ની માંદગી.

આ વરસે હઝરત બીબી ખદીજા ઘણાં માંદાં પડયાં. એ બીમારીના દીવસોમાં હ. રસુલુલ્લાહ [સ.] રાત દીવસ તેમની પાસે રહી પુરી ચાકરી કરતા હતા. બીબી ખદીજા (ર.) કહેતાં વધારે ઉજાગરા ન કરો. માંદા પડી જશો. પણ હઝરત કહેતા કે પતિ પોતાની ઓરતનો અને ઓરત પોતાના ધણીની રફીક છે, તમારે મારા ઉજાગરાની ચિન્તા કરવી નહી.

---

# લગ્ન પછીનું સાતમું વર્ષ.

## અબુતાલિબની માંદગી.

હઝરત રસુલુલ્લાહ (સ.) ના કાકા હઝરત અબુ તાલિબ ઘણા માંદાં પડયા. તેમને ન્યુમોનીયાનો રોગ હતો. તે કાળમાં દવાઓનો વધારે રિવાજ નહોતે, પણ હઝરત અબુ તાલિબ માટે તાયફથી એક ઇસાઇ તબીબને બોલાવવામાં આવ્યો. તેણે આઠ દીવસ સુધી દવા કરી. કાકાની બીમારીમાં પણ હ. રસુલુલ્લા(સ.) એ ઘણી મહેનત સાથે

આવજત કરી. તાવની ગફલતમાં કહેતા 'યા મોહંમદ' ત્યારે રસુલુલ્લાહ (સ) હાથ ઝાલી લેતા અને કહેતા " લબયક યા અમ્મી " ( કાકાજી હાજર છું ) અબુ તાલિબ આંખ ઉઘાડીને કહેતા "તારો કાકો તારી ભલાઇ અને સદગુણ હમેશા યાદ રાખશે. "

### હઝરત અલીનો જન્મ

આ સાતમા વરસે હઝરત અબુ તાલિબને ત્યાં એક પુત્ર પેદા થયો, તેનું નામ અલી પાડયું. તેના જન્મ માટે ઘણી ખુશાલી ઉજવવામાં આવી. આખા બની હાશમ કુટુંબમાં ખુશાલી હતી અને રસુલુલ્લાહ(સ)ને પણ ઘણો હર્ષ હતો. હ. રસુલુલ્લા (સ.) હઝરત અબુ તાલિબને ત્યાં ગયા અને અલી (ર.)ને ખોળામાં લઇ પ્યાર કર્યો, આંખ્યો અને ગાલ ઉપર ચુંબન લઇ કહ્યું–મને આ પિત્રાઇભાઇ ઘણો વ્હાલો લાગે છે. મારો સગો ભાઇ નથી એટલે હું તેને સગો ભાઈ ગણીશ. અબુ તાલિબ કહેતા–હા ! એ તારો ભાઇ છે.

### એક હાશમીનું દેવું

એક દીવસ રસુલુલ્લા(સ.)એ બજારમાં જોયું કે કોઇ યહુદી એક હાશમી ઉપર સખતાઇ કરે છે કે મારૂં દેવું જલદી પતાવી આપ. રસુલુલ્લા(સ.) ઘેર આવ્યા અને હાશમીના દેવાનાં નાણાં પોતાની પાસેથી યહુદીને આપ્યાં. ફરી તે હાશમીને કહ્યું–એટલું દેવું ન કરો જે ભરી ન શકાય અને ગેર કોમ આગળ શરમાવું પડે.

### માંદા ઊંટના મદદ

હ૦ રસુલુલ્લા (સ.)એ જોયું કે એક માણુસ માંદો ઉંટ લઈ જાય છે અને તેની ઉપર ઘણો ભાર લાદવામાં આવ્યો છે. હ. રસુલુલ્લા (સ.)એ તે માણુસની પાસે જઇને કહ્યું " તું તારા ઊંટ ઉપર દયા કર એ ઘરડો અને વળી માંદો છે" ઊંટવાળાએ કહ્યું–"જો ઊંટની

બીમારીનો ખ્યાલ કરૂં તો મારાં છોકરાં છૈયાંને કેવી રીતે પાળું." તે વેળા હઝરત અબુબકર (ર.) સાથે તેમની મીત્રાચારી હતી. આપે તેમને કહ્યું કે કેટલાક લોકો ઊંટ, ઘોડા, ખચ્ચર અને ગધેડાં ઉપર ઘણો જુલમ કરે છે. અને તેમને સમજાવવામાં આવે છે ત્યારે પેટ પાળવાનું બ્હાનું આગળ કરે છે. એ વિષે તમે શું કહો છો? નબળા, માદા અને બેજબાન જાનવરોની દયા ખાવી એ ઘણું સારૂં કામ છે, જે લોકો પોતાનું અને છોકરા છૈયાનું બ્હાનુ કાઢી જુલમ કરે છે તે લોકો પોતાનાં છૈયાં ઉપરજ જુલમ કરે છે, કેમકે બેજબાન જાનવરોપરનો જુલમ જાલેમ અને તેની ઓલાદને પાયમાલ કરી નાંખે છે.

## તરસી બકરી

હ૦ રસુલુલ્લા (સ.)એ જોયું કે એક માણસ બકરીને ઝબેહ કરવા માગે છે પણ બકરી તરસી હોવાથી પાણી તરફ જવા બેચેન જણાતી હતી અને ઝબેહ કરનાર પોતાની તરફ તાણતો હતો. રસુલુલ્લા (સ.) તરતજ બકરીની પાસે પાણી લઇને ગયા અને પાણી પાયું અને કહ્યું ઝબેહ કર્યા પહેલાં જાનવરની ભુખ તરફ જોઇ લેવી જોઇએ. એક જગ્યા આપે જોયું કે કોઈ માણસ બકરી ઝબેહ કરવા માંગે છે અને પાસેજ બકરીનાં બે લવારાં ચીસો મારે છે રસુલુલ્લાહે (સ.) તેની પાસેથી લવારાં સાથે બકરી વેચાતી લઈ લીધી. ફરી ફરમાવ્યું—તારે કદી લવારાંવાળી બકરી ઝબેહ કરવી નહી એ કામ નિર્દયપણાનું છે.

## એક યતીમ બાળક

હ૦ રસુલુલ્લા (સ.)એ જોયું કે એક યતીમ બાળક ઉઘાડા માથે અને નાગા પગે રૂદન કરતો ચાલ્યો જાય છે. આપ તેને જોઇને

કકળી ઉઠયા. તે બાળકને ખોળામાં ઉપાડી લીધું. કહેવામાં આવ્યું કે તેના માત પીતા મરી ગયાં છે. અને બે ટંકની લાંઘણુ છે. તેને ઘેર લઇ ગયા અને કેટલાય દીવસ પોતાને ત્યાં રાખ્યો, તે પછી બાળકનાં સગાં તેને લઇ ગયાં.

## નાના પક્ષીઓનું શિકાર.

એક દીવસ આપે મિત્ર અબુબકર (ર) ને કહ્યું કે જ્યારે કોઈ નાનાં પક્ષીઓને મારે છે ત્યારે મને ઘણું દુઃખ થાય છે, મોટા જાનવરનું માંસ કેટલાય માણસોનું પેટ ભરે છે પણ નાના પક્ષીઓ ઘણાં માર્યાં છતાં પેટ ઘણું ઓછું ભરાય છે.

## હકીમ બિન હઝામના મીજબાના.

એક દીવસ કુરેશ કબીલાના એક મોટા સરદાર હકીમ બિન હઝામને રસુલુલ્લા (સ.)એ મીજબાની આપી, પયગમ્બરી મળ્યા પહેલાં તેઓ રસુલુલ્લાહ (સ.) ની પાસે ઘણો વખત બેસતા હતા, જમ્યા પછી કોમની મુર્તિ પુજા અને અવિવેકની વાતો થતી રહી, હકીમ બિન હઝામે કહ્યું—"ખુદાની ઇચ્છા ન થાય ત્યાં સુધી માણસ પોતાને સુધારી શકતો નથી.

## ઝમાદ બિન સાઅલબા.

હ. રસુલુલ્લાહ [સ.] ના એક ભાઇબંધ ઝમાદ બિન સાઅલબા તબીબી અને મલ્લમ પટ્ટીનો ધંધો કરતા હતા. રસુલુલ્લાહ (સ.) એ તેમને પુછયું કે મોત અને ઘડપણની દવા છે કે ? ઝમાદે કહ્યું—મોતની દવા મોત અને ઘડપણની દવા ઘડપણ છે. ફરી હસીને કહયું—ખુદા પોતે કોઇ દવા પેદા ન કરે ત્યાં સુધી એ રોગોની દવા નથી.

## કૈસ બિન સાયબ.

હ. રસુલુલ્લા(સ.)વેપાર કરતા હતા ત્યારે તેમના એક ભાગીદાર કૈસ

બિન સાયબ પણ હતા. એક દીવસ તેઓએ રસુલુલ્લાહ (સ)ને કહ્યું બધા વેપારીઓના ભાગીદારોમાં વાંધા પડે છે પણ આપણી વચ્ચે કદી વાંધો પડતો નથી. રસુલુલ્લા(સ.)એ હલકું હસીને જવાબ આપ્યોઃ— એ વાતજ શું ઓછી છે કે આખી કોમના રીવાજથી આપણે ઉલટા ચાલીએ છીએ.

## વ્યવહારની ચોખવટ.

કૈસ બિન સાયબ મખઝુમી કહે છે કે રસુલુલ્લા [સ.] પયગમ્બરી મળ્યા પહેલાંના વેપારી વ્યવહારમાં ઘણા ચોખ્ખા અને ઈમાનદાર હતા. પોતાના ભાગીદારોની સાથેનો તેમનો વ્યવહાર ઘણો સરસ હતો. તેમના કોઇ ભાગીદારને કદી રાવ કરવાનું કારણ :નથી મળ્યું. મારા અંગત અનુભવને આધારે આ વાત કહું છું.

## વેપારની રીત.

પયગમ્બરી મળ્યા પહેલાં રસુલુલ્લાહ (સ.) વેપાર કરતા ત્યારે ઘરાકો જે વસ્તુ તેમની પાસેથી લેતા તેના ગુણદોષ સમજાવી દેતા અને જે દોષ હોય તે દુર કરવાની રીત પણ બતાવતા. આ રીતના વ્યવહારથી ઘરાકો ઘણા રાજી થતા અને હોંસ સાથે તેમને ત્યાં આવતા હતા.

## યમનની પીછોડીનું વેચાણ.

એક દીવસ આપની પાસે યમનની પીછોડી લેવા એક ઘરાક આવ્યું આપે કહ્યું તેમાં લાલ રંગ વધારે છે એટલે પુરૂષોને શોભે એમ નથી જો તમારે માટે લેવી હોય તો લેશો નહી અને જો તમારી બીબી, બેટી કે બ્હેન માટે લેવાની જરૂર હોય તો લ્યો. ઘરાક પર તેની ઘણી અસર થઇ.

### લંગડો ઉંટ.

એક વેળા ૧૦૦ ઉંટનું ટોળું આપે વેચ્યું, આપને ખબર ન્હોતી કે તેમાં એક ઉંટ લંગડો છે. લેનાર ઉંટ લઇને કેટલાય માઇલ ગયા પછી આપને ખબર થઇ એટલે આપ ઘોડે ચઢીને તેની પાસે ગયા અને કહ્યું એમા એક ઉંટ લંગડો છે તેની કીમત લ્યો અને ઉંટ પાછો આપો.

### મુર્તિનું નામ ન લ્યો.

એક વેળા આપના બેટા કાસિમને એક લુંડીએ અબદુલ ઉઝા કહીને બોલાવ્યા. ઉઝા એક મુર્તિનું નામ હતું. હ. રસુલુલ્લાહ (સ.) એ હઝરત ખદીજા રદી. ને કહ્યું:—લાત અને ઉઝાને પડતા મુકો અને તે લુંડીને કહો કે મારા બાળકોને મુર્તિઓના નામ સાથે ન ઓળખાવે. હઝરત ખદીજા રદી૦ એ તુરત એ હુકમ ઉપર અમલ કર્યો અને લુંડીને મનાઇ કરી.

### ફુજ્જારની લડાઈ.

એક દીવસ હ.રસુલુલ્લાહ (સ.)ને પુછવામાં આવ્યું કે આપ ફુજ્જારની લડાઇમાં શામેલ થયા હતા. ફરમાવ્યું:—હા ! હું ત્યારે સોળ વર્ષનો હતો. એ લડાઇ મારા કુરૈશ ખાનદાનવાલા અને કયસ કબીલાવાલા સાથે થઈ હતી, પણ મેં કોઈની ઉપર હાથ ઉપાડયો નહોતો, કેમકે જે મહીનામાં લડાઇ કરવાની મનાઇ હતી તે મહીનામાં એ લડાઇ થઇ હતી.

### હલફુલ ફુઝુલ.

હ૦ રસુલુલાહ(સ,)એ ફરમાવ્યું ફુજ્જારની લડાઈ પછી મારા ખાનદાનના મોટા મોટા માણસોએ ભેગા થઈ પ્રતિજ્ઞા લીધી કે અમારામાંનો દરેકજણ દુખીયાની મદદદ કરશે. અને મકકામાં કોઇ જાલેમ

રહેવા પામશે નહીં હું પણ એ પ્રતિજ્ઞામાં હતો અને અત્યારે પણ જો એવી જાતની પ્રતિજ્ઞા લેવામાં આવે તો હું શામેલ થઇશ. હરબે ફુજ્જાર નામ એટલા માટે પડયું હતું કે એ લડાઇ પવિત્ર મહીનાઓમાં થઇ હતી જે મહીનામાં લડાઇ કરવાની મનાઇ છે અને હલફુલ ફુઝુલ નામ એટલા માટે પડયું છે કે તે પ્રતિજ્ઞાના યોજકોનાં નામમાં ફઝીલતના ગુણવાળા સરખા શબ્દો હતા એ બન્ને શબ્દો અરબસ્તાનમાં ઘણા મશહુર હતા.

---

## લગ્ન પછીનું આઠમું વર્ષ.

### તવહીદ પરસ્ત મિત્રો

હ. રસુલુલ્લાહ (સ.) એ કોઇ દીવસ મુર્તિની પુજા કે ગુનોહ કર્યો નથી અને આપના બધા મિત્રો પણ એવા હતા જેઓએ મુર્તિઓ પુજવાનું મુકી દીધું હતું. એ ભાઇબંધો સાથે આપ બેસતા હતા ત્યારે પરસ્પર ઘણી સારી વાતો થતી હતી. હ૦ રસુલુલ્લાહ(સ.)ના જે ભાઇબંધો મુર્તિપુજનની વિરૂદ્ધ હતા તેમનાં નામ નીચે મુજબ છે. અબુ બકર, કિસ બિન સાઅદા, વરકા બિન નોફલ, ઉબયદુલ્લા બિન હજશ, ઉસમાન બિનલ હવારિસ, ઝેદ બિન ઉમર બિન નુફેલ વગેરે, તેમાંના કેટલાક ઇસાઈ થઇ ગયા હતા અને કેટલાક મુર્તિપુજામાં નહી માનનારા એકેશ્વરવાદી હતા.

### કિસ બિન સાઅદાનું ભાષણ

અરબસ્તાનમાં અકાઝા નામનો એક મોટો મેળો ભરાતો હતો. એક વાર રસુલુલ્લાહ (સ.) પણ પોતાના ભાઈબંધ કિસ બિન સાઅદા સાથે એ મેળામાં ગયા હતા. ત્યાં કિસ બિન સાઅદાએ

ઘણું સરસ અને ભાષા લાલિત્યમાં વિવેક સુધારવા વિષે ભાષણ કર્યું જે રસુલુલ્લાહ (સ.)ના સમાગમના અસરનો નમુનો હતું.

### તૈયબનો જન્મ

આ વરસે રસુલુલ્લાહ (સ.) ને ત્યાં એક પુત્રનો જન્મ થયો જેનું નામ તૈયબ રાખવામાં આવ્યું. જે નામોમાં મુર્તિઓની પુજાનો સંકેત હોય એવાં નામ આપ રાખતા નહોતા. તેથી આપના બાળકોનાં નામ બધાથી જુદાં પડતાં અને સારાં હતાં. તૈયબ ઘણા રૂપાળા હતા તે થોડા દિવસ જીવીને વફાત પામ્યા હતા.

### ગારે હુરા

મક્કાની પાસેના પર્વતમાં એક ગુફા 'હતી જેને હુરા કહેતા હતા. રસુલુલ્લા (સ.)ના દાદા અબદુલ મુત્તલિબ ઘણો વખત એ ગુફામાં બેસીને ઇબાદત કરતા હતા. હવે હ. રસુલુલ્લાહ ( સ ) એ પણ એ ગુફામાં જઇને બેસવા માંડયું જમવાનું સાથે લઇ જતા અને કલાકો સુધી એકાંતમાં બેઠા રહેતા.

### હઝરત ઇબ્રાહીમનો ધર્મ

હ. રસુલુલ્લા(સ.)ના મિત્રો જ્યારે એક ઠેકાણે ભેગા થતા ત્યારે વાતો કરતા હતા કે હઝરત ઇબ્રાહીમ (અ.)કયો ધર્મ પાળતા હતા. બધા લોકો કહેતા હતા કે મુર્તિઓ પુજવાનો ધર્મ હઝરત ઇબ્રાહીમ (અ.)નો થઇ શકતો નથી. આપણે બધા ઇબ્રાહીમ (અ.)ની ઓલાદ છીએ એટલે તેમનો ધર્મ શોધી કાઢવો જોઇએ. રસુલુલ્લાહ [સ.] બધાથી વધારે એ ધર્મની શોધમાં હતા.

### ઈસાઇ મઝહબ

હઝરત રસુલુલ્લાહ [સ. અ. વ.]ના એક ઇસાઇ મિત્રે કહ્યું કે—અમે ઇસાઇઓ જે ધર્મ પ્રમાણે ચાલીયે છીએ તે ધર્મ હઝરત

ઇબ્રાહીમ(અ.)નો હતો. રસુલુલ્લાહ(સ.)એ ફરમાવ્યું—શું ઇબ્રાહીમ માનતા હતા કે ખુદાને ઓલાદ થાય છે ? ઇસાઇ ભાઇબિંધ એ સવાલનો જવાબ આપી શકયો નહીં. હઝરત ખદીજા [રઝી.]ના પીત્રાઇ હકીમ બિન હઝામે કહ્યું—હું પણ નથી માનતો કે ખુદાને ઓલાદ થાય છે. ત્યારે ઇસાઇ લોકો કહે છે કે હઝરત ઇસા ખુદાના બેટા હતા. હું ધારૂં છું કે ઇસાઇ ધર્મ કદી પણ ઇબ્રાહીમી ધર્મ નથી. હ. રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું ત્યારે ઇબ્રાહીમી ધર્મ કેવો હતો ? એ સાંભળીને બધા ચુપ થઇ ગયા.

**મુસાફરી.**

આ વરસે રસુલુલ્લાહ (સ.) વેપાર માટે યમનની મુસાફરીએ ગયા અને કેટલાક મહીના પછી મક્કામાં પાછા ફર્યા, ત્યારે ફરમાવ્યું કે જ્યારે હું મક્કામાં આવું છું ત્યારે મારી કોમની હાલત જોઇને મને ઘણું દુઃખ થાય છે. હું નથી સમજી શકતો કે આ કોમનું શું થવા બેઠું છે, કે તે દરેક જાતના દુર્ગુણોમાં ફસાયેલી છે.

---

## લગ્ન પછીનું નવમું વરસ.

**મક્કાનો વસવાટ**

આ વરસે આપે કોઇ મુસાફરી કરી નહી અને મક્કામાંજ રહ્યા. આપનો મામુલ હતો કે દીવસે થોડો વખત વેપાર કરતા, ફરી કદી ગારે હુરામાં જઇને ચુપચાપ બેસી રહેતા અથવા ગરીબો અને કંગાળોને ત્યાં જતા અને તેમની મદદ કરતા અથવા પોતાના એક ખુદાને માનનારા ભાઇબંધોમાં બેસીને વાતો કરતા.

**ઝેદની વાતચીત**

એક દીવસ ઝેદ બીન ઉમર બીન નુફેલે હ. રસુલુલ્લાહ [સ.] ને

કહ્યું મારૂં ખાનદાન મુર્તિઓની પુજા કરે એ મને ગમતું નહોતું. હું શામ દેશમાં જઇ યહુદી અને ઇસાઇ વિદ્વાનોને મળ્યો પણ કોઇ મારી તસલ્લી કરી શકયું નહી. છેવટ હું મક્કામાં આવ્યો અને મેં કહ્યું હું મુર્તિઓની પુજા નહીં કરૂં અને એજ મારા દાદા ઇબ્રાહીમનો ધર્મ છે. ઝેદ બિન ઉમરે રસુલુલ્લાહ (સ.)ને એમ પણ કહ્યું કે પુત્રીઓને જીવતી દાટી દેતાં મેં ઘણા માણસોને અટકાવ્યા પણ કોઇએ મારી વાત માની નહી. હવે હું એ કરૂં છું કે જ્યારે કોઇ છોકરી સંબંધી એવો ભય ઉભો થાય છે ત્યારે તેના માત પિતા પાસેથી માંગી લાવું છું અને હું તેને પાળું છું એટલે તેમનો જીવ બચી જાય છે.

## વરકા બિન નોફલ.

એક દીવસ વરકા બિન નોફલે હ. રસુલુલ્લાહ ( સ. અ. વ. ) ને કહ્યું કે અમે ચાર જણ એક મેળામાં ગયા હતા. ત્યાં મુર્તિઓની જેવી રીતે પુજા થતી હતી; તે જોઇને પત્થરના પુતળાને નમન કરતાં અમને શરમ આવી, તે દીવસથી અમે પથરા પુજવાનું મુકી દીધું અને હું ઇસાઇ થઇ ગયો. હઝરત રસુલુલ્લાહ ( સ. અ. વ. ) એ ફરમાવ્યું—મેં યહુદીઓને પણ જોયા છે અને ઇસાઇઓને પણ જોયા છે અને મારી કોમને પણ જોઇ રહયો છું. છતાં મારા મનને તેથી શાંતિ વળતી નથી, મને લાગે છે કે જાણે હું પાણી પી રહયો છું પરંતુ તરસ મટતી નથી અને જાણે દીવો બળે છે પણ અંધારૂં જતું નથી.

## એક રાતની મીજલસ

એક રાત્રે હ. રસુલુલ્લાહ (સ. અ. વ.) પોતાના ખાસ ભાઇબંધો સાથે બેઠા હતા. એ બધા મુર્તિપુજાને ધિક્કારતા અને સત્ય

ધર્મની શોધમાં હતા. ઇસાઇ ભાઇબંધે કહ્યું—રબીઆ અને ગસ્સાન કબીલાના લોકો ઇસાઇ થઈ ગયા છે એટલે આપણે પણ ઇસાઇ થવું જોઇએ. આ બાબત ઉપર ઘણો વાદવિવાદ ચાલ્યો.

**યહુદિ ધર્મ સરસ છે.**

મીજલસમાં બેઠેલા એક ભાઇબંધે કહ્યું અરબસ્તાનના હમીર, બનુ કનાના, બનુ હરસ બિન કાઅબ અને કન્દા કબીલાવાળા યહુદી થઇ ગયા છે. અને જગેજગ યહુદીઓએ તવરેતનું શિક્ષણ પણ આપવા માંડયું છે. એજ ધર્મ હઝરત ઇબ્રાહીમ (અ.)નો લાગે છે એટલે આપણે યહુદી ધર્મ અખત્યાર કરવો જોઇએ.

**પારસી ધર્મ**

એક ભાઇબંધે કહ્યું કે અરબસ્તાનનો તમીમ કબીલો ઝરથોસ્તી (પારસી) થઇ ગયો છે અને દેવતાની પુજા કરે છે. ઇરાનના શહેન-શાહ કિસરાનો પણ એજ ધર્મ છે. બધા હસી પડયા અને કહ્યું હા એને લીધેજ તમીમ કબીલાના સરદાર ઝરારાએ પોતાની બેટી ઘરમાં ઘાલી છે.

**અબુલ કાસમનો અભિપ્રાય**

હઝરત અબુલ કાસિમ મોહંમદ (સ. અ. વ.)એ બધાની વાતો સાંભળીને આકાશ તરફ જોયું અને આંખ્યોમાં આંસુ લાવીને ફરમાવ્યું—યા અલ્લાહ! તુંજ અમને સીધો અને અસલી રસ્તો બતાવશે. તે રસ્તો જે અમારા દાદા ઇબ્રાહીમ (અ.)નો હતો. હ૦ રસુલુલ્લાહ (સ.) ની એ હાલત જોઇને બધા ભાઇબંધો પણ આમીન! આમીન! કહેવા લાગ્યા. એ પછી હ૦ રસુલુલ્લાહ [સ. અ. વ.]એ ફરમાવ્યું હું કોઈ ધર્મને ભુંડો નથી કહી શકતો કેમકે મને ખબરજ નથી કે ઇસાઇ, યહુદી અને ઝરથોસ્તી ધર્મમાં કેવી ખુબીઓ અને અવગુણો છે, પણ મારૂં મન જે વાત શોધે છે તે એ ધર્મોમાં દેખાતી નથી.

# લગ્ન પછીનું દશમું વર્ષ.

## સ્વપ્નાં.

હ. રસુલુલ્લાહ (સ. અ. વ.)એ આ વર્ષમાં એક વિચિત્ર સ્વપ્નું જોયું, કે આકાશ ઉપરથી એક ગ્રંથ ઉતર્યો છે, સુરજ જેવો ચળકાટ મારે છે અને કોઇ કહે છે કે ગ્રંથમાં ઇબ્રાહીમ (અ.) નો ધર્મ લખેલો છે. થોડા દીવસ પછી હ. રસુલુલ્લાહ (સ.)એ ફરી એક સ્વપ્નું જોયું કે હઝરત અબુ તાલિબ એક વાઘનું બચ્ચું હ. રસુલુલ્લાહ (સ.) ને ખોળામાં આપે છે. હ. રસુલુલ્લાહ ( સ. )એ વાઘનું બચ્ચું ખોળામાં લીધું એટલે એ બચ્ચું વાતે વળગ્યું એથી આપને ઘણી હેરત થઇ.

## અબુતાલિબની અગમચેતી

હ. રસુલુલ્લાહ ( સ૦ ) એ સ્વપ્નાની વાત પોતાના કાકા અબુતાલિબને કરી તેઓએ તાબીર [ફળ]આપતાં કહ્યું કે તે બચ્ચું મારો બેટો અલી છે જે મેં તને આપી દીધો. હ. રસુલુલ્લાહ [ સ. ] એથી ઘણા ખુશ થયા અને ઘરમાં જઇને અલી મુરતુઝાને ખોળામાં લઇ ખુબ લાડ લડાવ્યાં.

## નેઝા બાઝી.

કુરૈશ કબીલાના લોકો મક્કામાં ઘોડ દોડ અને નેઝા બાઝીનાં દંગલ કાયમ કરતા હતા. એ દંગલોમાં હ. રસુલુલ્લાહ (સ.) પણ ભાગ લેતા હતા. આપ પોતે પણ નેઝા બાઝી કરતા. અને દોડવાની શરતોમાં ભાગ લેતા. પણ એ શરતોમાં રૂપીયા પૈસાની રમત નહોતી. એક વેળા પર્વતની તળેટીમાં દોડવાની શરત થઈ. બબ્બે જણની જોડી દોડતી અને જે આગળ વધે તેની ઘણી વાહ વાહ થતી હતી. હ. રસુલુલ્લાહ (સ.) એ દોડમાં જોડાયા અને ત્રણ ચાર કુટુંબોના મશહુર દોડનારાઓ કરતાં આગળ વધી ગયા.

### કાકાના ઘરમાં

હ૦ રસુલુલ્લાહ ( સ. અ. વ. ) નો નિયમ હતો કે દરરોજ એક વેળા પોતાના કાકા અબુતાલિબને ત્યાં જતા. કાકા ઘરમાં હોય તો થોડીવાર બેસીને વાતો કરતા અને નહોય તો કાકાના બેટા અલીને જોઇને પાછા ચાલ્યા આવતા. હઝરત અબુતાલિબ પણ કદી કદી હ૦ રસુલુલ્લાહને ત્યાં પણ જતા રહેતા હતા.

### અબુ સુફિયાન સાથે વિવાદ

એક દીવસ હરબ બિન ઉમૈયાના બેટા અબુ સુફિયાને હ૦ રસુલુલ્લાહ ( સ. )ને કહ્યું. વેપારની બોણીમાં તમે કોઈ મુર્તિનું નામ દો છો. હ૦ રસુલુલ્લાહ (સ.)એ જવાબ આપ્યો–મુર્તિઓનું વેપારમાં કંઇ લાગતું વળગતું નથી. અને તેમનું નામ દેવાથી વેપારમાં લાભ થતો હોય એવું હું ધારતો નથી.

### અબુ જેહલ સાથે વિવાદ.

અબુ સુફિયાન સાથે વાતો થતી હતી તે દરમ્યાન અબુ જેહલ પણ ત્યાં આવી ચઢયો અને હ૦ રસુલુલ્લાહ ( સ. ) નો જવાબ સાંભળીને કહ્યું—અમારા દરેક કામમાં મુર્તિઓના નામથી બરકત થાય છે અમે કોઈ કામ મુર્તિનું નામ દીધા વગર કરતા નથી એટલે તમારે પણ મુર્તિનું નામ લેવું જોઇએ. હ૦ રસુલુલ્લાહ [સ.] એ ફરમાવ્યું કે તમારી કેટલીય મુર્તિઓનો તો કોઇ આકારજ નથી, અને કેટલાકનો આકાર માણસોએ બનાવ્યો છે ત્યારે તેમનું નામ દેવાથી કે પુજા કરવાથી શો લાભ થવાનો હતો ? મેં તો કોઇ મુર્તિની કદી પુજા કરી નથી, છતાં મને કદી નુકસાન થયું નથી.

### મુળ માબુદ અલ્લાહ છે

હ૦ રસુલુલ્લાહ ( સ. ) એ અબુ સુફિયાન અને અબુ જેહલને

કહયું—અસલ માબુદ અલ્લાહ છે એટલું તો તમે પણ જાણો છો અને મુર્તિઓને અલ્લાહના દરબારમાંનો વસીલો ગણો છો પણ હું મારા હાથની બનાવેલી પથરાની મુર્તિઓની જગાએ પોતાનું મન ખુદા સુધી પહોંચાડવા માટે પુરો વસીલો ગણું છું અબુ સુફિયાને કહયું મેં તો એ મુર્તિઓ વિના ખુદાને કદી જોયો નથી. હ૦ રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું શું તમે દરેક વસ્તુ જોઇનેજ કબુલ કરી છે? શું તમે મોતના ફિરસ્તાને પણ જોયો છે? જો તમે મોતને એટલા માટે ન માનો કે તેના ફિરસ્તાને તમે જોયો નથી તો શું તમે હમેશા જીવતા રહેશો.

## હજુ હું મરવા નથી માંગતો

અબુ સુફિયાને કહયું—જવાન માણસે મોતની વાતો કરવી જોઇએ નહીં. હું હજુ મરવા નથી માંગતો અને મોતની વાતને ભુંડી અને અપશુકનવાળી ગણું છું. હ૦ રસુલુલ્લાહ (સ.) એ હસીને કહયું—પણ એ તો દરેક જીવતા માણસની તાકમાં લાગેલી રહે છે. અને જે મોતથી હુશિયાર હોય તેનેજ હું તો જીવતો ગણું છું

## જીવતા રહેવાની બાધા

હ. રસુલુલ્લાહ (સ. અ. વ.) એ અબુ સુફિયાન અને અબ જેહલને કહયું—હું તમારી મુર્તિઓમાં માનતો નથી તેમજ છોકરાં જીવતાં રહેવા માટે એક છોકરાને યહુદી બનાવી દેવાંની બાધા લે છે તેમાં પણ માનતો નથી. અબુ સુફિયાને કહયું ઓલાદને યહુદી બનાવવાની રીતને હું પણ સારી નથી ગણતો કેમકે યહુદી લોકો આપણા દુશ્મન છે.

## મુર્તિઓ તમારી ફીકરમાં છે

અબુ જેહલે હ. રસુલુલ્લાહ [સ.] ને કહયું—તમે તમારા

બાપદાદાની મુર્તિઓને નથી માનતા તેથી મુર્તિઓ તમારાથી નારાજ છે અને તમારી ફીકરમાં છે. હ. રસુલુલ્લાહ [ સ. અ. વ. ] એ હસીને ફરમાવ્યું. પરંતુ મુર્તિઓની નારાજીની મને કશી ચિંતા નથી જો મુર્તિઓ મારાથી રીસાઇ જશે તો ખુદા રાજી થઇ જસે.

## બકરી મરી ગઇ

આ વાતો ચાલતી હતી તેટલામાં હઝરત ખદીજા ( ર ) નો બેટા હિન્દ ખબર લઇને આવ્યો કે આજે સવારે એકાએક આપણી બકરી મરી ગઇ. અબુ સુફિયાને કહ્યું—મોહંમદ [સ.] ! તમે સાંભળી લીધું ને, કે તમારી બકરી મુર્તિઓએ મારી નાંખી. હ. રસુલુલ્લાહ (સ.) એ હંસીને કહ્યું–હવે મુર્તિઓ રીસે ચઢી છે એટલે તે તમારી બકરીઓ અને ઉંટોને મારી નાંખશે.

## માંખો પજવે છે.

હ૦ રસુલુલ્લાહ [સ.] એ ફરમાવ્યું–તમારી મુર્તિઓને માંખો પજવે છે પણ તેઓ એક માંખી સરખીય ઉડાવી શકતી નથી. ત્યારે મારી બકરી મારવા કે જીવાડવાનું તેમના અધીકારમાં કયાંથી હોય ? અને કદાચ બકરાં મારી નાખવાનું કામ મુર્તિઓના કબ-જામાં હોય તો પણ એટલા માટે હું તેમને મારો માબુદ ગણી શકું નહી,

## અમે અરફાત ઉપર નથી જતા

હ૦ રસુલુલ્લાહ (સ) એ અબુ જેહલને પુછ્યું–હજના પ્રસંગે અરબસ્તાનની બધી પ્રજાઓ અરફાત ઉપર જાય છે પણ તમે કુરેશ લોકો શા માટે નથી જતા ? અબુ જેહલે કહ્યું અમે બધાથી મોટા છીએ એટલે અમને અરફાત ઉપર જવાની જરૂર નથી અરફાત ઉપર જવું એ અમારી શાન અને પ્રતિષ્ઠાની વિરૂદ્ધ છે.

**ઇજ્જત કઈ વસ્તુ છે.**

હ. રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું—અરફાતના મેદાનમાં લોકો ખુદાની યાદ માટે ભેગા થાય છે, ત્યારે શું તમે ખુદાની યાદને તમારી ઇજ્જત વિરૂદ્ધ ગણો છો. અને મુર્તિઓને નમન કરી માનવ-જાતિની આબરૂના કાંકરા કરો છો એટલે મને સમજાવો કે ઇજ્જત કઇ વસ્તુ છે ? તમારો એ દસ્તુર મને સમજાવો.

**અમારી બધાની મુર્તિઓ જુદી છે,**

અબુ જેહલે કહ્યું—અરબોના બધા કબીલાની મુર્તિઓ જુદી જુદી છે તેમ કુરેશની મુર્તિઓ પણ જુદી છે એટલે પોતાની મુર્તિઓને નમન કરવું એ ઇજ્જતની વાત છે. અને બીજાની મુર્તિ આગળ નમવું એમાં અપમાન છે. હ. રસુલુલ્લાહ (સ.)એ ફરમાવ્યું અરફાતમાં તો કોઇ મુર્તિ નથી. અબુ જેહલે કહ્યું—અરફાતમાં ઘણા લોકો પોતાની મુર્તિયો સાથે લઇ જાય છે, પણ તે બધા હલકી પંક્તિના નાના લોકો છે. અને અમે કુરેશ લોકો ઉંચી પંક્તિના મોટા છીએ એટલે અમારે અરફાત ઉપર જવાની જરૂર નથી. વળી કાબાની સંભાળ રાખવાને સબબે અમે બધાથી ઉંચા છીએ અને એજ અમારી આબરૂ છે.

**હઝરત ઇસ્માઇલ [અ.] ની ઓલાદ**

હ. રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું—તમે હઝરત ઇબ્રાહીમના બેટા હઝરત ઇસ્માઇલની ઓલાદ છો. અને તેઓ મુર્તિઓ પુજતા ન હતા. અબુ જેહલે કહ્યું અમે તો અમારા બાપદાદાને મુર્તિયોની પુજા કરતાજ જોયા છે. અને તમારા બાપદાદા પણ મુર્તિઓનીજ પુજા કરતા હતા. હઝરત ઇસ્માઇલને નથી જોયા મેં કે નથી જોયા તમે.

**હુબલનાં તીર**

અબુ સુફિયાને કહ્યું કાબાના ધાબા ઉપર હુબલની મુર્તિ મુકેલી

છે અને તેની આગળ તીરોથી સ્વમાનું ફળ લેવામાં આવે છે અને એ ફળ અમારાં બધાં કામોમાં ઠીક ઉતરે છે. હ. રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું–ફુજ્જારની જંગમાં હબલના તીરનું ફળ કેમ ખોટું પડયું હતું ? જે તમારા બાપ હરબ બિન ઉમૈયાએ લીધું હતું. અબુ સુફિયાને કહ્યું–હબલ મારા બાપથી નારાજ હતો તેથી ફળ ખોટું નીકળ્યું. પણ પાછળથી હબલની મદદના પ્રતાપેજ કેસ કબીલાની હાર થઇ હતી. હ. રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું–હું પણ એ જંગમાં હતો પણ મેં હબલની મદદ જોઇ ન હતી.

---

# લગ્ન પછીનું ૧૧ મું વર્ષ.

## તાયફાની મુલાકાત

આ વરસે હ. રસુલુલ્લાહ (સ.) વેપાર સારૂ તાયફ ગયા હતા. આપે ત્યાંની ઠંડક અને લીલાં ઝાડ ધ્યાન સાથે જોયાં ત્યારે આપને વિચિત્ર લાગ્યું કે મક્કામાં આટલો બધો તાપ અને અહીં આટલી બધી ઠંડી કેમ ? તાયફ તો મક્કાની પાડોશમાંજ છે. તાયફના એક યહુદી વેપારીને હ. રસુલુલ્લાહ (સ.) એ પુછ્યું કે મક્કામાં ખડ સરખુંય પેદા નથી થતું અને આજકાલ સખ્ત તાપ પડે છે ત્યારે તેની પાડોશના તાયફમાં આટલી બધી ઠંડી અને ભાતભાતના મેવા પેદા થાય છે એનો શો ભેદ છે.

## ખુદાની મહેર

યહુદીએ કહ્યું કેટલીક જગા પર ખુદાની મહેરની નજર હોય છે ત્યારે તેને ઠંડી અને ફળદ્રૂપ બનાવે છે. અને તાયફ ઉપર ખુદા ઘણો મહેરબાન છે. હ. રસુલુલ્લાહ (સ. અ. વ.) એ ફરમાવ્યું મક્કામાં તો ખુદાનો કાબા છે, ત્યાં તેની મહેરની નજર થા

માટે નથી એમાં ઋતુનોજ કંઈ ભદ હોવો જોઇએ. ફરી હ. રસુલુલ્લાહ ( સ. ) એ યહુદીને કહ્યું—જેવી રીતે લીલોતરીની આબાદી ખુદાએ પેદા કરી છે એવીજ રીતે ગરમી ખુશ્કી પણ તેણેજ પેદા કરી છે. ખુદાને બધી મખલુક પ્યારી છે અને તે બધા ઉપર મહેરની નજર રાખે છે. એટલે મક્કાની ગરમી અને ખુશ્કી તેની મહેર નજરથી દુર ન રહી શકે.

**એક પયગમ્બર આવનાર છે**

યહુદીએ કહ્યું:—અમારા ધર્મગ્રંથો ઉપરથી જણાય છે કે આજકાલ એક પયગમ્બર પેદા થનાર છે. એ પયગમ્બર તમારા જેવા લોકોના સવાલના જવાબ આપશે. હું તમારા સવાલનો જવાબ આપી શકતો નથી કેમકે મને એની ખબર નથી. હ. રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું—તમારો પયગમ્બર પેદા થાય ત્યારે મને ખબર કરજો હું પણ તેને મળીશ. શું તે તાયફમાં પેદા થશે ? યહુદીએ કહ્યું—બધા પયગમ્બર શામ અથવા પેલેસ્ટાઇનમાં થાય છે એટલે તે પયગમ્બર પણ શામ કે પેલેસ્ટાઈનમાં પેદા થશે અને હું તમને તેની ખબર કરીશ.

**યહુદી નીશાળ**

તાયફમાં હ. રસુલુલ્લાહ (સ.) એ યહુદીઓની એક નીશાળ પણ જોઈ. જ્યાં યહુદી ધર્મનું શિક્ષણ અપાતું હતું. હ૦ રસુલુલ્લાહ (સ.) એ ત્યાંના એક મોટા વિદ્વાનને પુછ્યું કે તમે હઝરત ઇસાને કેવો ધારો છો. તેણે કહ્યું તેઓ રોમન બાદશાહના બળવાખોર હતા એટલે તેમને સુળી દેવામાં આવી હતી. હ. રસુલુલ્લાહ (સ.) એ યહુદી વિદ્વાનને પુછ્યું:—શું ઇસા પયગમ્બર ન હતા. યહુદીએ કહ્યું અમે તેમને પયગમ્બર નથી ગણતા. તેઓ તો ખુદાના નબી મુસા અને ખુદાના ગ્રંથ તવરેતનો ખુલ્લો વિરોધ કરતા હતા. ત્યારે એવા માણસને પયગમ્બર કેવી રીતે કહી શકાય. ત્યાં એક ઈસાઈ

પણ ઉભો હતો તેને યહુદી વિદ્વાનના જવાબ ઉપર રીસ ચઢી. તેણે કહયું તમે લોકોએજ ખુદાના બેટા ઇસા (અ.) ને રોમન બાદશાહના હાથે સુળીએ ચઢાવ્યો તેથી એ પાપ માટે કયામત સુધી તમે અધમ અને ગુલામ બનીને રહેવાના છો.

## મારી કોમ એવી કેમ !

હ. રસુલુલ્લાહ [સ.] એ ઇસાઇને કહ્યું કે તમે નારાજ ન થાઓ. જો યહુદી કોમ હઝરત ઈસા (સ.) ના સબબે અધમ અને ગુલામ થઇ ત્યારે મારી કોમે કયું પાપ કર્યું હતું કે આજે મુર્તિ-પુજામાં ફસાઇ ગઇ છે અને ભાત ભાતની ભુંડી વાતો કરે છે. એ એક મર્મ છે અને એનો ઉકેલ સમજાતો નથી.

## રૂકૈયાનો જન્મ

આ વરસે હ, રસુલુલ્લાહ (સ.) ને ત્યાં એક બેટી પેદા થયાં જેમનું નામ રૂકૈયા પાડયું. તેણીનો જન્મ તૈયબ [ર.] ની વફાત પછી થયો હતો તેથી એક ગમગીની પછી આ ખુશાલીએ હઝરત ખદીજા (ર.)અને હ. રસુલુલ્લાહ (સ. અ. વ.) ને ઘણા આનંદી બનાવ્યા. એજ વરસે હ. રસુલુલ્લાહ (સ.) પોતાનાં માતા હઝરત બીબી આમેનાના મઝારની ઝીયારત કરવા અબવા ગયા. આ મુસાફરીમાં હઝરતના ગુલામ ઝેદ અને હઝરત ખદીજાના બેટા હિન્દ પણ સાથે હતા. અબવામાં આપ એક અઠવાડીયું રહ્યા.

## એક ઠેકાણે ત્રણ દીવસ રહ્યા

હ. રસુલુલ્લાહ (સ.) ના વેપારમાં એક માણસ ભાગીદાર હતો, એક દીવસ તેણે હ. રસુલુલ્લાહ (સ.) ને કહ્યું આપ અહી ઉભા રહો હું આવું છું તે ગયો અને હઝરત રસુલુલ્લાહ [સ.] ત્રણ રાત અને ત્રણ દીવસ ઉભા રહ્યા, ત્રણ દીવસ પછી તે આવ્યો ત્યારે તેણે માફી માગી કહ્યું કે હું ભુલી ગયો હતો.

**વચન પાળનારજ માણુસ છે.**

હ. રસુલુલ્લાહ [સ.] એ કહ્યું મેં ઉભા રહેવાનું વચન આપ્યું હતું તેથી અહીંથી ખસ્યો ન હતો. અને તેનેજ માણુસ ગણું છું કે જે પોતાનું વચન પાળે છતાં તમે બીન ગુનેહગાર છો કેમકે તમે ભુલી ગયા હતા, યાદ ન રહે તો વચન આપવું નહીં ને લેવું પણ નહીં.

**નોતરાની ના**

આ વરસે અબુ જેહલે મુર્તિપુજાના અવસરે ઘણા લોકોને નોતર્યા હતા. હ. રસુલુલ્લાહ (સ.) ને પણ નોતરૂં આપ્યું હતું. પણ રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું હું મુર્તીની ક્રીયાને લગતી કોઈ મીજબાનીનું નોતરૂં કબુલ કરી શકતો નથી. મારૂં મન મુર્તિપુજાની દરેક ક્રિયાને ધિક્કારે છે પણ એ ધીક્કારના કારણની મને ખબર નથી

## લગ્ન પછીનું બારમું વર્ષ.

**અરફાતમાં ગયા.**

આ વરસની હજમાં કુરેશના રિવાજ વિરૂદ્ધ હ. રસુલુલ્લાહ (સ. અ. વ.) અરફાતના મેદાનમાં ગયા. અને એ વાતની કુરેશ લોકોમાં ઘણી ચર્ચા થવા માંડી કે ખાનદાની પ્રતિષ્ઠાનો ભંગ કરી મોહંમદ (સ) અરફાતમાં શા માટે ગયા. હઝરત અબુ તાલિબે કહ્યું મોહંમદ [સ.] ને તેની મરજી ઉપર મુકી દો. હજ પછી એક દીવસ અબુ તાલિબે રસુલુલ્લાહ (સ.)ને પુછ્યું કે તમે આપણા ખાનદાનની રૂઢી તોડીને અરફાતમાં શા માટે ગયા હતા. હ. રસુલુલ્લાહ (સ.) એ જવાબ આપ્યો એ જોવા કે ત્યાં બધા લોકો શું કરે છે અને આપણા ખાનદાનવાળા ત્યાં કેમ નથી જતા. હઝરત અબુ તાલિબે પુછ્યું:— તમે ત્યાં શું જોયું ? રસુલુલ્લાહ ( સ. ) એ ફરમાવ્યું આપણા ખાન—

દાનની માન મરજાદનો ભંગ કરતી હોય એવી કોઇ વાત ત્યાં મારા જોવામાં આવી નહી. અબુતાલિબે કહ્યું કાબાના સંરક્ષક હોવાને સબબે કુરૈશ લોકો બધા કબીલાઓ ઉપર સરસાઇ ભોગવે છે એ મોટાઇને લીધે કુરૈશ લોકોએ અરફાતમાં જવાનું બંધ કર્યું. છે.

**કાકા અને ભાઇ**

એક દીવસ હ. રસુલુલ્લાહ [સ.] એ હઝરત હમઝા સાથે વાતો કરતાં કહ્યું તમે મારા કાકા છો છતાં જેનું તમે દુધ પીધું હતું તેનુંજ દુધ મેં પીધું છે એટલે તમે મારા ભાઇ પણ છો એટલે તમારી સાથે મને ઘણું હેત છે. રસુલુલ્લાહ [સ.] એ બજારમાં જોયું કે એક જણને બે માણસો માર મારે છે રસુલુલ્લાહ (સ.) તરત તે માર ખાનારાની મદદે દોડયા, મારનારાઓએ કહ્યું,—ખસી જાવ. વચમાં ન પડો. હઝરતે ફરમાવ્યું:—એ મારો પાડોશી છે. હું એની જરૂર મદદ કરીશ.

**ગુફાનો અવાજ**

આ વરસે નિયમ પ્રમાણે રસુલુલ્લાહ (સ.) ગારેહુરામાં બેઠા હતા ત્યાં આપે એક અવાજ સાંભળ્યો. કોઈ કહે છે કે "બકરાં છુટાં છે એનો રખવાળ આકાશમાંથી આવશે." ફરી અવાજ આવ્યો "મોહંમદ, મોહંમદ, મોહંમદ (સ.)" રસુલુલ્લાહ (સ.) એ ચારે ગમ જોયું પણ કોઇ દેખાયું નહીં. એજ વરસે ફરી એક દીવસ રસુલુલ્લાહ (સ.) એ ગારેહુરામાં ગેબી અવાજ સાંભળ્યો. કોઈ કહે છે કે "ખુદા પોતાની મખલુક સાથે મહોબ્બત કરે છે અને જે આખી દુનીયાનો દીલાસોજ હોય તેજ ખુદાનો મેહબુબ થઇ શકે છે" હ. રસુલુલ્લાહ [સ.] એ બાહેર આવી ઘણી તપાસ કરી પણ બોલનાર જણાયો છે.

**ઝેનબની અજાયબ વાત**

હ. રસુલુલ્લાહ [સ.] નાં બેટી હઝરત ઝેનબ જે બાળક હતાં તેઓએ એક દીવસ હ. રસુલુલ્લાહ ( સ. અ. વ. ) ને કહયું તમારી પાઘડીનો ચંદ્રમા મને આપો. હ. રસુલુલ્લાહ (સ.) એ કહયું, બેટા ! મારી પાઘડીમાં ચંદ્રમા કયાંથી ? પણ ઝેનબ (રઝી) એમજ કહેતાં રહ્યાં કે જુઓ તમારી પાઘડીમાં કેટલો મોટો ચંદ્રમા છે.

**બની ઈસ્માઈલ સરસ છે.**

મક્કાના એક યહુદીએ હ. રસુલુલ્લાહ (સ. અ. વ.) ને કહ્યું કે હઝરત ઇબ્રાહીમ (અ.) ના બેટા હતા; ઇસ્માઇલ અને ઇસ્હાક. અમે જો કે હઝરત ઇસ્હાકના વંશમાં છીએ પણ હઝરત ઇસ્માઇલને સરસ ગણીએ છીએ, કેમકે તેઓ પેલોઠીના હતા. અને કુરબાની માટે પણ ખુદાએ તેમનેજ પસંદ કર્યા હતા. અમારી તોરેતમાં પણ એજ લખ્યું છે કે પેલોઠીનો બેટો અફઝલ (સરસ) છે. હ. રસુલુલ્લાહ (સ.) એ યહુદીને જવાબ આપ્યો કે હું દાદા ઇબ્રાહીમ [ અ. ] ના બન્ને બેટા ઇસ્હાક અને ઇસ્માઇલની એક સરખી ઇજ્જત કરૂં છું. કેમકે તે બન્ને પયગમ્બર અને પયગમ્બરના બેટા હતા. બન્ને વચ્ચે ભેદ પાડવાની કશી જરૂર નથી. એ સાંભળીને યહુદી ઘણો રાજી થયો

---

## લગ્ન પછીનું તેરમું વર્ષ

**તાહિરની વફાત**

આ વરસે હ. રસુલુલ્લાહ [ સ. ] ના બેટા તરહિર (રઝી) ની વફાત થઈ. હઝરત ખદીજા [રઝી.] ને એનો બહુ સદમો થયો. અને

હ. રસુલુલ્લાહ (સ.) પણ એ બાળકની વફાતથી કેટલાય દીવસ ગમગીન રહ્યા. નબુવત પહેલાં અને નબુવત પછી પણ રસુલુલ્લાહ (સ.)ની ઉપર સાધારણ માણસો માફક સુખ દુખની અસર થયા કરતી હતી.

**કાબાની ઝિયારત.**

હ. રસુલુલ્લાહ (સ.) નો દરરોજ એકે વખત કાબા શરીફમાં જવાનો મામુલ હતો અને કાબાને ખુદાનું ઘર ગણી તેની ઝિયારત (દર્શન) કરીને ચાલ્યા આવતા હતા. કાબામાંની કોઇ મુર્તિની પુજા કરતા નહોતા. આપ એવા વખતે કાબામાં જતા કે જે વખતે મુર્તિ પુંજનારાઓમાંનો કોઈ ત્યાં આવતો નહોતો.

**હજરે અસવદને ચુંબન**

પયગમ્બરીથી પહેલાં પણ રસુલુલ્લાહ (સ) જ્યારે કાબામાં જતા ત્યારે હજરે અસવદને ચુંબન કરતા હતા એ કાળા રંગનો એક પત્થર હઝરત ઇબ્રાહીમ [અ] ના વખતથી કાબામાં છે તેથી ઇસ્લામ પહેલાં પણ એ પથરની ઇજ્જત કરવામાં આવતી હતી. હજના પ્રસંગે યમનથી આવેલા એક માણસે હ. રસુલુલ્લાહ (સ) ને પુછ્યું કે તમારા લોકોમાં હજરે અસવદ સંબંધી કોઇ ઝગડો થયો હતો કે ? હ. રસુલુલ્લા (સ.) એ ફરમાવ્યું. ઝઘડાનો અંદેશો હતો પણ તે મારા ફેસલાથી અટકી ગયો. યમન વાળાએ કહ્યું મને એની વીગત સમજાવો. હ. રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું જ્યારે બધા કબીલાના માણસોએ મળીને કાબાની મરામત કરી લીધી ત્યારે હજરે અસવદ તેની જગાએ ગોઠવવા વિષે સરદારોમાં વાંધો પડ્યો, દરેક કહેતો એ મોટાઇ હું લઇશ. વાત એટલી વધી કે તરવારો મ્યાનમાંથી તણાઇ અને ખુનામરકી થવાનો વખત આવ્યો ત્યારે નક્કી થયું કે કાલે સવારે જે માણસ પહેલ વહેલો કાબામાં આવે તે ચુકાદો આપે

હું દરરોજ સવારમાં ઘણો વહેલો કાબામાં જતો તે પ્રમાણે તે દીવસે પણ ગયો એટલે તે લોકોએ મને અમીન ગણીને ચુકાદો આપ વાનું કામ સોંપ્યું. ત્યારે મેં મારી ચાદર પાથરી તેની ઉપર હજરે અવસદ મુકયો. ફરી બધા સરદારોએ મળીને મારી ચાદર ઉંચકી અને એ બધાની તરફથી હજરે અસવદને મેં દીવાલ પાસે મુકયો.

---

## લગ્ન પછીનું ચૌદમું વર્ષ

### ઉમ્મે કુલ્સુમનો જન્મ

આ વરસે હ. રસુલુલ્લાહ[સ]ને ત્યાં એક બેટી પેદા થયા જેમનું નામ ઉમ્મે કુલસુમ રાખવામાં આવ્યું આ ત્રીજી બેટી હતાં, પહેલાં ઝયનબ બીજાં રૂકઈયા અને ત્રીજાં ઉમ્મે કુલસુમ તથા ચોથા સૌથી ન્હાનાં ફાતમા (રઝી.) હતાં જેઓ પયગમ્બરી મળી તેજ વર્ષે પેદા થયાં હતાં અને હઝરત અલી [રઝી] સાથે શાદી થઇ હતી.

### લોક સેવા

આ વરસે રસુલુલ્લાહ સલ. એ લોકોની ઘણી સેવા કરી. વેપારનું કામ ઘણો થોડો વખત કરતા એ પછી ગરીબો અને મોહતાજોને ત્યાં જતા અને તેમની ખબર અંતર પુછતા. જેટલી થઇ શકતી તેટલી તેમની મદદ કરતા, નાવારસ ઓરતો અને બાળકોને મદદ પહોંચાડવાનો આપને ઘણો ખ્યાલ રહેતો હતો. દરરોજ મક્કાવાળા જોતા કે હ. રસુલુલ્લાહ સલ. બજારમાંથી જાય છે અને તેમના બન્ને ખભા ઉપર ભાર મુકયો છે. આ તે નબળી અને મોહતાજ ઓરતનો સામાન હતો જે તેઓ પોતે બજારમાં જઈને

પોતાની જરૂરીઆતની ચીજો લાવી શકતી નહોતી તેથી તેમનો સામાન ખરીદીને હ. રસુલુલ્લાહ (સ.) તેમને ત્યાં પહોંચાડતા હતા.

## હું હાશમનો પરપૌત્ર છું

એક દીવસ અબુ સુફિયાને હ. રસુલુલ્લાહ(સ.)ને કહ્યું તમે કમીન અને નીચ પંક્તિના માણસોનો સામાન તમારા ખભે ઉંચકીને લઇ જાઓ છો, તમે અમારી આબરૂ અને પ્રતિષ્ઠામાં બટ્ટો લગાડયો છે. હ. રસુલુલ્લાહ [સ.] એ ફરમાવ્યું હું હાશમનો પરપૌત્ર છું જેઓ દરેક અમીર ગરીબની સેવા બજાવતા હતા, અને ગરીબોને હલકા ગણુતા નહોતા હ. રસુલુલ્લાહ [સ.] એ યઝીદના દાદા અબુ સુફીયાનને એમ પણ કહ્યું કે મારા પરદાદા હાશમને એટલા માટે હાશમ કહેતા હતા કે તેઓ બધા અમીર અને ગરીબને શુરવામાં રોટલા મસળીને ખવાડયા કરતા અને ગરીબોની દાવત તથા ખીદમતને પોતાની આબરૂ અને શાનની વીરૂદ્ધ નહોતા ગણુતા. એક દીવસે કુરેશના એક સરદારે રાંધેલુ ગોશ્ત હ. રસુલુલ્લાહ (સ.) સારૂં મોકલ્યું અને રસુલુલ્લાહ (સ) ને ખબર પડી કે એ ગોશ્ત એવા જાનવરનું છે જે મુર્તિઓના નામે ઝબેહ કરવામાં આવ્યું હતુ ત્યારે એ ગોશ્ત આપે પાછું ફેરવ્યું અને કહ્યું કે એ ગોશ્ત હું કે મારા બાળ બચ્ચાં-માંથી કોઈ ખાશે નહી.

---

# લગ્નપછીનું પંદરમું વર્ષ

## નબુવતના ચિન્હ

હવે રસુલુલ્લાહ (સ) ની ઉમર પુરા ૪૦ વર્ષની થઇ ગઈ હતી અને ગારેહુરાની ગુફામાં ઘણો વખત જઈને બેસતા હતા. લોક

સેવા વિના માણુસો સાથે મળવાનું પણ ઘણું ઓછું કરી દીધુ હતું. આપને દરરોજ હેરત ભર્યાં સ્વપ્નાં દેખાતાં હતાં અને ગેબી અવાજો પણ સંભળાતા હતા. એક દીવસ આપ એકલા ખજુરોંના બગીચામાં બેઠા હતા. અચાનક આપે સાંભળ્યું કે એક ઉંચા ખજુરાના ઝાડમાંથી અવાજ આવ્યો "તું આખી દુનિયા માટે આશિર્વાદ (રેહમત) અને બરકત છે અને તું ઇબ્રાહીમનો ધર્મ છે." રસુલુલ્લાહ (સ.) એ ચારે પાસ ધ્યાન પુર્વક જોયું પણ કોઈ માણુસ દેખાયો નહી. હઝરત રસુલુલ્લાહ (સ.) એ સ્વપ્નામાં જોયું કે હઝરત અલી (રઝી.) કાબા શરીફની ઉપર એક મોટો વાવટો હાથમાં લઇને ઉભા છે અને આકાશ તરફ જોઇ રહ્યા છે. રસુલુલ્લાહ (સ.) એ સ્વપ્નામાંજ પુછ્યું—યા અલી ! શી ખબર છે ? તેઓએ કહ્યું આકાશ વાણીઓ સાંભળું છું અને આપને પૃથ્વી તથા આકાશની વચ્ચે જોઇ રહ્યો છું.

---

## પહેલી વહીનો દીવસ.

### અંગત ઓળખ.

હવે રસુલુલ્લાહ (સ.) દરરોજ હુરાની ગુફામાં જતા અને દીવસનો મોટો ભાગ ત્યાંજ ગાળતા હતા એક દીવસ આપે જોયું કે એકાએક અંધારૂં થયું અને પછી એક ગેબી નુર (પ્રકાશ) જાહેર થયું. એ નુરમાં પોતાના ચહેરા જેવો એક માણુસ જોયો જે પૃથ્વી અને આકાશ વચ્ચે ઉભો હતો અને સ્મીત કરી રહ્યો હતો. હ. રસુલુલ્લાહ (સ.) પોતાના ચહેરાવાલા ગેબી માણુસને

હેરત સાથે જોઈ રહ્યા હતા એટલામાં ડુંગરમાં ચોમેરથી રસીલા અવાજ સંભળાયા, તે અવાજ એવા સરસ હતા કે રસુલુલ્લાહ (સ.) તે સાંભળીને ચકચુર થઇ ગયા. આપે ડુંગરના પથરા બન્ને હાથે ઝાલીને સ્મીત કરતા માણસને જોવા માંડયો. સ્મીત કરનારા માણસે કહ્યું–મોહંમદ ! તમારી છાતી જુઓ. રસુલુલ્લાહ (૨) ચકચુર હતા તેઓએ માથું નમાવ્યું અને છાતી ઉપર નઝર નાંખી એટલે આપની આંખ બંધ થઇ ગઇ અને આપે જાણે સ્વપ્નુ જોવા માંડયું કે આખી દુનીયા આપની સામે છે અને ભાત ભાતનાં દુઃખ સુખમાં લોકો પડેલા છે. રસુલુલ્લાહ ( સ )નું માથું છાતી તરફ નમેલું હતું, આંખો બંધ હતી અને ચકચુર હાલતમાં હતા. રસ ભર્યા અવાજ ચોપાસથી સંભળાતા હતા. એજ હાલતમાં આપે જોયું કે દુનિયાના સેંકડો બાદશાહ પોત પોતાના દરબારમાં બેઠા હતા અને રૈયતને જુલમાટ ભર્યા હુકમ આપતા હતા

## ગુલામો ઓરતો અને બાળકો

બાદશાહોનો દેખાવ ફેરવાઇ ગયો ત્યારે રસુલુલ્લાહ [સ.] એ ગુલામોને જોયા કે તેઓ માલેકોની સેવા કરે છે પણ માલેકો તેમને માર મારે છે અને જાત જાતનાં દુઃખ દે છે. ગુલામો ચીસો પાડીને કહી રહ્યા છે કે–યા અલ્લાહ ! અમે પણ માણસ જાત છીએ, અમને અમારા જેવાજ માણસોની ગુલામીથી બચાવ ! ફરી દેખાવ પલ્ટાયો અને રસુલુલ્લાહ (સ.) એ જોયું કે જુદી જુદી કોમો, દેશો, પોશાક અને ચહેરાની ઓરતો હાથ બાંધીને આકાશ તરફ જોઇ રહી છે અને ચીસો પાડી કહી રહી છે કે યા ખુદા ! અમને પુરૂષોના જુલમાટ અને સીતમથી બચાવ, તેઓએ અમને જાનવરોથી પણ હલકી પંક્તિએ મુકી છે. એ પછી .રસુલુલ્લાહ (સ.) એ જોયું કે

ઓરતો નજર આગળથી ખસી ગઈ અને કાળા, ગોરા, પીળા અને રાતા રંગનાં હજારો બાળકો ભેગાં થયાં છે અને એ બધાં રોઈ રોઇને કહે છે—અમે યતીમ છીએ, અનાથ છીએ, અમારા હક કચડવામાં આવે છે અને અમારો કોઇ દીલસોજ મદદગાર નથી.

## પોતાને જોયા

ફરી એકાએક દેખાવ ફેરવાયો અને રસુલુલ્લાહ (સ.)એ પોતાને જોયા કે તેમની કોમવાળા તેમને ગાળો ભાંડે છે, પથરા મારે છે, તરવારો અને બરછીઓ લઇને મારવા આવે છે અને ચીસો પાડી કહી રહ્યા છે, કે મોહંમદને મારી નાંખો, મોહંમદને મારી નાંખો. એ જોઇને રસુલુલ્લાહ (સ.)એ ડુંગરના પથરા ફરી બન્ને હાથે મજબુત પકડયા. હ. રસુલુલ્લાહ (સ.)એ એજ સ્વમાની હાલતમાં સાંભળ્યું કે બધી રસીક વાતો બંધ થઇ ગઇ અને બધા દેખાવો ફરી ગયા. એ પછી એક રસીક અને મનહર મીઠો અવાજ સંભળાયો. રસુલુલ્લાહ (સ.) ને એમ લાગ્યું કે કોઇ કહે છે કે મોહંમદ ! આ બધું થઇ રહ્યું છે અને એ બધું થશે તથા એ પછી જે થશે એ પણ જુઓ. જોવાનો હુકમ સાંભળીને રસુલુલ્લાહે [સ.] એ સ્વમામાં આંખ ઉઘાડી. તેઓએ જોયું કે રોમન શહેનશાહ કયસર, ઈરાની શહેનશાહ કિસરા અને બીજા ઘણા બાદશાહ હાથ બાંધીને આપની સામે ઉભા છે અને કહે છે કે અમે બધા તાબેદાર છીએ. ફરી જોયું કે આપની કોમ અને બધા અરબસ્તાનના સરદારો પણ એવીજ રીતે હાથ બાંધી રહ્યા છે. એજ સ્વપ્નાની હાલતમાં હ. રસુલુલ્લાહ [સ.]એ જોયું કે કાળું અંધારૂં છવાયેલું છે અને તેમાં એક ઘણી મોટી રોશન આંગળી છે. તે આંગળી હ. રસુલુલ્લાહ (સ.) ને સંકેત કરતી આસ્તે આસ્તે આગળ આવે છે અને રસીક અવાજથી કોઇ કહી રહ્યું છે કે

" મોહંમદ એજ છે અલ્લાહનો રસુલ એજ છે. " એ પછી સાદ સંભળાયો—સાંભળનારા સાંભળ ! તુ માણુસ છે, અને તુ તુહ છે, તુજ ઇબ્રાહીમ, મુસા તથા ઇસા પણ તુંજ છે. મોહંમદ ! અને તુ મોહંમદ ( સ. ) પણ છે. માણુસ થા અને માણુસોને તેમના માબુદ તરફ બોલાવ. તે માબુદ ( ઇશ્વર ) એક છે અને તેના જેવો અન્ય નથી. દરેક ઠેકાણે અને દરેક દિશામાં તે એકજ છે અને બસ. ફરી તેજ રસીલા અને મીઠા સાદમાં સાંભળ્યું=મોહંમદ (સ) ! તારા ઉપર ભાર મુકવામાં આવશે એ ભારથી તારી કેડ વળી જશે. ફરી તે ભાર ઉઠાવી લીધા પછી ચોદિશ ચર્ચા થશે, સંકટો ઘેરાશે, એ કષ્ટો પછી ચોમેર સરળતા વ્યાપશે. ગાભરો ન થા અને રસુલો ( પયગમ્બરો ) માફક હીમ્મત રાખ.

---

## વહી ( પ્રેરણા )નો પહેલો દીવસ.

### તારી પરીક્ષા થશે.

રસીલા અને મીઠા અવાજમાં સાંભળ્યું કે તારી પરીક્ષા થશે. અને બધાજ નબીઓની શારીરીક સંકટો, મન અને મગજનાં કષ્ટો, ઓલાદ, દોલત, ઉત્પન્ન અને જાનવરોના પરિતાપથી અજમાયશ થઇ હતી. સાંભળ ! સાંભળ ! ઓ માનવી અને અબદુલ્લાના પુત્ર ! ખુદાની વાતો [ ઇશ્વિરવાણી ] સાંભળ. હ० રસુલુલ્લાહ [સ.] ની આંખ અચાનક ઉઘડી ગઈ અને ગુફામાં કશુંય દેખાયું નહી કે ન સંભળાયો મીઠો સાદ. આપને સ્હેજ ધ્રુજારી ચઢી, ફરી ચમત્કારીક રીતે એક આકાર અદ્દર ઉભેલો જોયો. તે આકાર અદબ સાથે હાથ બાંધીને એમ કહેતો સંભળાયો—"હૂં જીબ્રઇલ છું. ખુદાનો પેગામ લાવનારો ફરિશ્તો. "

## જીબ્રાઈલ સાથે વાતો

ફરિશ્તોએ કહ્યું આદમ (અ) થી માંડીને અત્યાર સુધીના બધા પેગમ્બરો પાસે હું આવતો હતો તેમ મને હુકમ મળશે ત્યાં સુધી તમારી પાસે પણ આવતો રહીશ. હું વધામણી આપું છું કે તમે તમારી કોમના અને આખી દુનિયાના પેગમ્બર છો. ખુદાએ પોતાનો પેગામ પહોંચાડવા તમને નીમ્યા છે તમે છેલ્લા પેગમ્બર છો અને તમને બધી કળાઓ આપી છે. ફરિશ્તાની વાતો સાંભળતાં રસુલુલ્લાહ (સ.) ના મોંમાંથી અણધાર્યા શબ્દો નીકળ્યા "લબ્બયક! લબ્બયક" ( હું હાજર છું, હું હાજર છું ! ) ફરિસ્તાએ કહ્યું મુસા (અ) એ પર્વત ઉપર સાંભળ્યું હતું તે તમે અહીં સાંભળશો. દરેક નબી અને પેગમ્બરને કહેવામાં આવતું તે તમને કહેવામાં આવશે, પણ તે વાતો મારી નહી હોય. હું તો માત્ર વધામણી આપનારો છું.

## પહેલી વહી

ફરિશ્તાની આ વાતો સાંભળીને કેટલીયવાર સુધી હ. રસુલુલ્લાહ (સ) બેભાન જેવી દશામાં આવ્યા, આંખ્યો બંધ કરીને કંઇક વિચારમાં પડયા, અચાનક આંખ ઉઘડી અને જાગૃતાવસ્થામાં વહીને પોતાના મન, મગજ અને જીભ ઉપર આવતી અનુભવી. એ વહી (પ્રેરણા) અરબી ભાષામાં હતી વહી–ખુદાની વાતને કહે છે અને જે નબી, પેગમ્બર અને રસુલના મન, મગજ તથા જીભમાં ઉતરે છે તેને વહી (પ્રેરણા)કહે છે. એજ ખુદાની વાત વહી હતી જે આજે મોહંમદ (સ.) ઉપર પહેલીવાર ઉતરી હતી અને તે એવી :હતી—

અરબી ભાષામાં ઉતરેલી તે પહેલી વહીનો તરજુમો એ છે કેઃ– "હે મોહંમદ (સ.)તે ખુદાનું નામ લે જેણે દરેક વસ્તુ ઉત્પન્ન કરી છે. જેણે માણસને માંસના લોચામાં જીવ સરજ્યો છે, તારો ખુદા મોટો છે તે

તે છે કે જેણે કલમ વડે માણુસોને વિદ્યા શીખવી છે, તે તે છે કે જે વાતો માણુસ નહોતો જાણુતો તે વાતો તેને શીખવી છે," આ પહેલી વહી કુરાન શરીફના ૩૦ મા સીપારાના ઈકિરાની સુરતમાં મોજુદ છે,

હ. રસુલુલ્લાહ [સ]ઉપર પહેલી વહી ઉતરી, જીબ્રઈલ ફરિશ્તાને જોયો અને ગેબી ચમત્કારોમાંથી પસાર થયા ત્યારે ખુદાના અલૌકીક પ્રભાવ—હેબતથી શરીર ધ્રુજી ઉઠયું અને કમકમાટી થવા માંડી. એજ હાલતમાં આપ ગુફામાંથી નીકળી ઘેર આવ્યા ત્યાં સુધી શરીરમાં ધ્રુજારી ચાલુ હતી હ. રસુલુલ્લાહ (સ.) એ પોતાનાં પત્નિ હઝરત ખદીજા [રઝી]ને કહ્યું:—મને કપડામાં ઢબુરો; કપડાં ઓઢાડો હઝરત ખદીજાએ લુગડાં ઓઢાડયાં. એ પછી હ. રસુલુલ્લાહ (સ)એ વહીનો આખો બનાવ હઝરત ખદીજા (રઝી.) ને કહ્યો અને ફરમાવ્યું ખુદાએ મને પોતાનો પેગમ્બર બનાવ્યો છે. તમે મારી ઉપર ઇમાન લાવો અને મુસલમાન થાઓ.

## પહેલાં મુસ્લિમ બાનુ

આ વાત સાંભળીને હઝરત ખદીજા (રઝી.) એ તરતજ ઉત્તર આપ્યો હું ઇમાન લાવી અને મેં કબુલ કર્યું તથા મેં સ્વીકાર્યું કે ખુદા એક છે અને મોહંમદ [સ.] તેના રસુલ છે. ઇસ્લામનો આ પહેલો પેગામ પહેલ વહેલાં એક બાનુએ કબુલ કર્યો, જેણી હ. રસુલુલ્લાહ (સ.) ની દરેક ગુપ્ત વાત જાણતાં હતાં તેથી તેમનું ઇમાન સાચું અને સંગીન હતું.

## બીજો મુસલમાન એક બાળક

હ. રસુલુલ્લાહ (સ.) લુગડામાં ઢબુરાયેલાજ હતા કે અબુતાલિબના બેટા હઝરત અલી (રઝી.) આવ્યા એટલે હ. રસુલુલ્લાહ [સ.]એ ફરમાવ્યું કે ખુદાએ મને પોતાનો પયગમ્બર બનાવ્યો છે. તમે ઇમાન લાવો

હઝરત અલી (ર.)તરત કલ્રમો પઢીને મુસલમાન થયા. બાળકોમાં સૌથી પહેલા મુસલ્રમાન હઝરત અલી ( રઝી ) હતા.

### ત્રીજો મુસલમાન ભાઇબંધ

થોડીવાર પછી હ. રસુલુલ્લાહ [સ.] બહાર નીકળ્યા. માર્ગમાં હઝરત અબુબકર [ રઝી. ] મળ્યા તેઓ આપનો જુના મિત્ર હતા. તેમને પણ વહીવાળો બનાવ કહયો, તેઓએ તરત કલ્રમો પઢયો. પુખ્ત ઉમરના પુરૂષોમાં તેઓ સૌથી પહેલા મુસલમાન હતા.

### ચોથો મુસલમાન ગુલામ.

એ પછી હ. રસુલુલ્લાહ સલ્ર. ના આઝાદ ગુલામ ઝેદે ઇસ્લામ કબુલ કર્યું, એમને રસુલુલ્લાએ પોતાનો બેટો કહયો હતો. આવી રીતે પહેલી વહીના દીવસે ચાર માણસે ઇસ્લામ ધર્મ કબુલ્યો હતો, એક બાનુ, એક બાળક, એક ગુલામ અને એક પુખ્ત વયનો પુરૂષ.

---

## નબુવતનું પહેલું વર્ષ.

### હ૦ અબુબકર (ર) ની તબલીગ.

હઝરત અબુબકર સીદ્દીકે [ રઝી. ] મુસલ્રમાન થતાં વેંતજ પોતાના ભાઇબંધો અને મેળ મુલાકાતવાળાઓમાં ઇસ્લ્રામનું પ્રચાર કાર્ય કરવા માંડયું. તેમના પ્રયાસથી હઝરત ઉસમાન, હઝરત ઝુબેર, હઝરત અબ્દુલરહેમાન બિન ઓફ હઝરત સાઅદ બિન વકાસ (ઇરાન સર કરનાર ) અને હઝરત તલહા (રઝી) મુસલમાન થયા. શરૂઆતમાં રસુલુલ્લાહ ( સ. ) એ ઇસ્લામના પ્રચાર કાર્યમાં ભારે સંભાળ રાખી. કેમકે એકદમ વિરોધ થવાની બ્હીક હતી. આ છાના પ્રચાર કાર્યથી હઝરત અકરમા, સાઅદ બીન ઝેદ

અબદુલ્લા ઇબ્ને મઝઉન, ઉબયદા અને સબહા ફમી મુસલમાન થયા.
૯૦ રસુલુલ્લાહ [ સ. ] દરરોજ હઝરત અલી (ર.)ને લઇને પર્વતની ગુફાઓમાં ચાલ્યા જતા અને ત્યાં બન્ને મળીને ખુદાની બંદગી કરતા એક દીવસ હઝરત અલી [ર.] ના પિતા અબુ તાલિબ ત્યાં જઇ ચઢયા અને પોતાના ભત્રીજા તથા બેટાની ભક્તિનું ધ્યાનપુર્વક અવલોકન કર્યું. ઇબાદત બંદગીથી પરવાર્યા પછી અબુતાલિબે પુછ્યું કે તમે શું કરતા હતા. રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું ખુદાની બંદગી. અબુ-તાલબે ફરી પુછ્યું. એ કયો ધર્મ છે રસુલુલ્લાહ (સ.) એ જવાબ આપ્યો. મારા દાદા ઇબ્રાહીમનો પણ એજ ધર્મ હતો. એ ધર્મના ફેલાવા અર્થે ખુદાએ મને પેગમ્બર બનાવ્યો છે. હઝરત અબુતાલિબે ફરમાવ્યું તમો બન્નેને એ ધર્મ પાળવાની પરવાનગી છે. કોઇ માણસ એ ધર્મ પાળતાં અને એની બંદગી કરતાં અટકાવશે તો હું તમને મદદ કરીશ. રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું. આપ પણ એ ધર્મ કબુલ કરો. ઉત્તર આપ્યો. અત્યારે હું તેને કબુલ ન કરી શકુ.

## વહી અટકી

પહેલી વહી આવ્યા પછી થોડાક દીવસ વહી ન આવી એનું રસુલુલ્લાહ ( સ. ) ને ઘણું દુઃખ થયું. અચાનક રીતે ફરી વહી આવી અને ખુદાએ રસુલુલ્લાહ ( સ. ) ને તસલ્લી આપી હુકમ કર્યો કે પહેલાં તારા સંબંધીઓમાં પ્રચાર કાર્યની શરૂઆત કર અને તેમને મુર્તિ-પુજાના દુષણમાંથી ઉગારવા ઇસ્લામનો સંદેશો પહોંચાડ. આ હુકમ મળતાં રસુલુલ્લાહ ( સ. ) એ સફા પર્વત ઉપર ચઢીને કુરેશ કબીલા-વાલાને બોલાવ્યા. તે લોકો ભેગા થયા ત્યારે ફરમાવ્યું, જો હું એમ કહું કે પર્વતની પાછળ દુશમનની ફોજ આવે છે તો તમે માની લેશો કે નહી ? બધાએ કહ્યું અવશ્ય અમે માની લઇશું.

કેમકે તમે હમેશા સાચુંજ બોલતા આવ્યા છો. આ સાંભળીને રસુલુલ્લાહ (સ.) એ કહ્યું જો તમે મને સાચ્ચો ગણ્યો હોય તો હું તમને ખાત્રી પુર્વક ચેતવણી આપું છું કે જો તમે ઇમાન નહી લાવો તો તમારી ઉપર ખુદાનો કોપ ટુટી પડશે. આ સાંભળીને અનેકેશ્વરવાદી (મુનકીર) લોકોને રીસ ચઢી અને રસુલુલ્લાહના કાકા અબુલહબે ન કહેવાની વાતો કહી એ પછી બધા લોકો પોતાને ઘેર પાછા ફર્યા.

## હઝરત અલી (ર.) ની મીજબાની

થોડા દીવસ પછી હ૦ રસુલુલ્લાહ (સ.) એ હઝરત અલી (ર.) ને કહ્યું કે મીજબાનીની ગોઠવણ કરો અને બધા બની હાશમને નોતરો. હઝરત અલી(ર.)એ મીજબાની આપી. તેમાં રસુલુલ્લાહ (સ.)ના કાકા અબુતાલિબ, અબ્બાસ અને હમઝા પણ આવ્યા હતા. જમ્યા પછી રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું. ઇસ્લામના ફેલાવવામાં કોણ કોણ મારે પડખે ઉભા રહેશે ? મીજબાનીમાં આવેલામાંથી કોઇ એકે પણ ઇસ્લામના ફેલાવાના કામને ટેકો આપ્યો નહીં. ત્યારે હઝરત અલી(ર.)એ ઉભા થઇને કહ્યું–મારી આંખ્યો આવી છે, મારા પગ પાતળા છે અને હું બાળક છું છતાં ઇસ્લામના ફેલાવામાં આપને બધી મદદ આપીશ. રસુલુલ્લાહ (સ.) અને હઝરત અલી. (ર.) નાં વિવેચનો પુરાં થયા પછી અબુ-લહબે કહ્યું–તેં અમને નકામું કષ્ટ આપ્યું, જાઓ તમે બન્ને ઇરાન અને રોમના રાજા અને પ્રધાન થઇ જાઓ. તમારે પડખે ઉભા રહે-વાની અમે કશી જરૂર જોતા નથી એટલુંજ નહી પણ તમારો આ નવો ધર્મ અમને જરાય ગમતો નથી એટલે અમે તેનો વિરોધ કરીશું. એ પછી બધા બની હાશમ ચાલ્યા ગયા.

# નબુવતનું બીજું વર્ષ.

## પહેલો હુમલો.

એક વરસ સુધી હ૦ રસુલુલ્લાહ [સ.] છાની રીતે ઇસ્લામનું પ્રચાર કાર્ય કરતા રહ્યા મુસલમાનોની સંખ્યા ચાલીસની થઇ ત્યારે એક દીવસ રસુલુલ્લાહ (સ.) એ કાબાની અંદર જઇને ખુદાનાધર્મની જાહેરાત કરી. આ સાંભળી ચોમેરથી લોકો તેમની ઉપર તુટી પડયા અને મારવા મંડયા, દીને ઇસ્લામ જાહેર થયા પછી રસુલુલ્લાહ (સ.) ઉપર આ પહેલો હુમલો હતો. હ૦ રસુલુલ્લાહ [સ૦] ઉપર થયેલા હુમલા વેળા હઝરત હારિસ બીન અબુ હાલા (ર.) પોતાના ઘરમાં હતા. તેઓ શોર બકોર સાંભળીને રસુલુલ્લાહ (સ.) ની મદદે દોડયા અને અધર્મીઓનો હુમલો અટકાવવા પ્રયત્ન કર્યો, તેઓએ રસુલુલ્લાહ (સ.) ને મુકા દીધા અને હારિસ (ર) ને એટલી તરવારો મારી કે તેઓ શહીદ થઈ ગયા.

## મોટા દુશ્મન

મક્કાના બધા માણસો રસુલુલ્લાહ (સ.) ના દુશમન થઇ ગયા. તેઓ કહેતા મોહંમદ અમારી મુર્તિઓની નિંદા કરે છે તે કહે છેકે હું ખુદાનો રસુલ છું તમે એક ખુદા (ઇશ્વર) ને માનો અને મુર્તીઓની પુજા મુકી દો, આ દુશમનાવટમાં આગળ પડતો ભાગ લેનારા મક્કાના મોટા મોટા સરદારો હતા. જેમના નામ આ પ્રમાણે છે. મક્કામાં ત્રણ માણસો સર્વથી વધારે દુશમન હતા તેમના નામ સાથે અબુ શબ્દ આવતો હતો. પહેલો અબુ સુફિયાન, અમીર માવીયાનો બાપ બીજો અબુ લહબ રસુલુલ્લાહ (સ.) નો કાકો અને ત્રીજો અબુ જેહલ કબીલાનો મોટો સરદાર હતો. એ ઉપરાંત બીજા પણ ત્રણ શત્રુ હતા

એકનુ નામ વલીદ બીન મુગેરા, તે હઝરત ખાલિદ બિન વલિદના પિતા કુરૈશ કબીલાના સૌથી મોટા સરદાર હતા, બીજો આસ બીનવાયલ રબીઆ, અમીર માવીયાનો નાનો (માનો બાપ)અને મક્કાનો આગેવાન ઉમરાવ. ઉપર કહેલા ૭ ઉપરાંત બીજા ૭ ઉમરાવો પણ રસુલુલ્લાહ (સ.) ના દુશમન હતા. ૧ અવસદ બિન અબ્દુલ મુત્તલિબ, ૨ અસવદ બિન અબ્દે યગુસ, ૩ નદર બિનલ હર્સ બિન કલદા, ૪ અખનસ બિન શરીફ નકફી, ૫. અબઇ બિન ખલફ, અને ૬, અકબા બિન મુઇત અમવી. એ ૭ ઉમરાવ સરદારો પણ રાત દીવસ રસુલુલ્લાહ (સ.) અને મુસલમાનોને દુખ દેવાની કોશીશો કર્યા કરતા.

## બની ઉમૈયાની અદાવત

૯૦ રસુલુલ્લા (સ) હઝરત હાશમના વંશમાં હોવાથી હાશમના ભાઇ ઉમૈયાના વંશજો જેઓ બની ઉમૈયાના નામે ઓળખાતા તેઓ દુશમનાવટમાં સૌથી આગળ હતા. અને તેમને ભારે ઇર્ષ્યા હતી કે હાશમના વંશમાં પેગમ્બરી શા માટે આવી. આગળ ચાલતાં રસુલુલ્લાહ ( સ. ) ના સંકટો અને કષ્ટોનું વર્ણન આવશે ત્યારે એ નામો દરેક જણે ગોખી રાખવાં જોઇએ એથી હવે પછીના બનાવો સ્હેલાઇથી સમજી શકાય અને સાથેજ જાણી શકાય કે તે દુશમનોની ઓલાદે મુસલમાન થયા પછી ઇસ્લામની કેવી મદદ કરી છે.

## ૯૦ રસુલુલ્લાહના મદદગાર

આટલા બધા દુશમનો વચ્ચે રસુલુલ્લાહ (સ) નો એક પણ મદદ ગાર નહોતો અને આપના કાકા હઝરત અબુ તાલિબ વગર કોઇ કાકો કે સંબંધી તેમની મદદે ધાવાની હીમ્મત કરી શકતો નહિ કેમકે મક્કાના બધા મોટા મોટા સરદાર આપના દુશમન હતા અને તેમની

સામે ઉભા થવાનું કામ રહેલું નહોતું. પણ ધન્ય છે હઝરત અબુ-તાલિબને કે તેઓએ કોઇ દુશમનની દરકાર કરી નહી અને રસુલુ-લ્લાહ(સ.)નો મર્ધ કબુલ્યો નહોતો છતાં બધા દુશમનોના મુકાબલામાં રસુલુલ્લાહ સ૦ ના પડખે ઉભા રહ્યા અને પોતાના બેટા હઝરત અલીને રસુલુલ્લાહ સ૦ ની મદદ માટે વકફ કરી દીધા હતા.

## અધર્મીઓનો બળવો

એક દીવસ મક્કાના બધા આગેવાન સરદારો ભેગા થઇને રસુલુલ્લાહના કાકા અબુ તાલિબની પાસે આવ્યા અને તેમને કહ્યું કે તમારો ભત્રીજો અમારા ઇશ્વરોનું અપમાન કરે છે તેને :અટકાવો નહી તો તેને અને તેના મદદગારોને અમે મારી નાંખીશું અથવા એની વતી તમે અમારી સાથે લડાઇ કરો. અધર્મી સરદારોની ધમકી સાંભળીને હઝરત અબુતાલિબે હ૦ રસુલુલ્લાહ સ૦ ને કહ્યું:—વ્હાલા ભત્રીજા મારા ઉપર એટલો બધો ભાર ન નાંખ જે મારાથી ઉચકી શકાય નહીં. એ પછી દુશમનોએ કહેલી બધી હકીકત સમજાવી. રસુલુલ્લાહ સ૦ ને પોતાના મદદગાર અબુ તાલિબની વાત સાંભળી ઘણું દુઃખ થયું, અને કહ્યું તમે એની ચિંતા ન કરો.

## દ્રઢ જવાબ

ફરી ફરમાવ્યું:–ખુદાના સમ ! જો મક્કાના અધર્મી લોકો મારા એક હાથમાં ચંદ્ર અને બીજા હાથમાં સુરજ મુકે તો પણ હું મારા કાર્યમાં પાછો નહી ખસું. ખુદા દીને ઇસ્લામનો ફેલાવો કરશે, અથવા હું તેની ઉપર કુરબાન થઈ જઇશ. રસુલુલ્લાહ (સ.) ના દ્રઢ નિરધારની તેમની ઉપર ઉંડી અસર થઈ. અબુતાલિબે કહ્યું, બેટા તું તારૂં કાર્ય ચાલુ રાખ અને દુશમનોની ચિંતા ન કર. હું જીવું છું ત્યાં સુધી

મક્કાના દુશમનો તારો વાળ પણ વાંકો નહીં કરી શકે. અબુતાલિબે કહ્યું હતું તે પ્રમાણે છેવટની ઘડી સુધી રસુલુલ્લાહ (સ.) અને મુસલમાનોને પડખે ઉભા રહ્યા.

## જુલમાટની અવધી

હ૦ રસુલુલ્લાહ (સ.) એ પેગમ્બરીનો દાવો કર્યો હતો ત્યારથી તેમની ઉપર તથા જે લોકો મુસલમાન થયા હતા એમની ઉપર અધર્મી લોકો સખત જુલમાટ કરતા હતા. એની વીગતો આગળ આવશે. આ બે વરસ ઘણી સખતાઇનાં હતાં અને રસુલુલ્લાહ સ૦ તથા મુસલમાનોએ એ બધો જુલમ સહન કર્યો અને ફોર્મના સામે હાથ ઉગામ્યો નહીં, અંતે યઝીદનો નાનો અતબા બીન રબીઆ અધર્મીઓ તરફથી રસુલુલ્લાહ સ૦ પાસે આવ્યો. તેણે કહ્યું હતું હું મોહંમદ સ૦ નો પેગમ્બરીનો દાવો ખોટો ઠરાવીશ કેમકે તે દોલતમંદ કે મોટો માણસ થવા માગે છે અથવા કોઇ રૂપાળી ઓરત મેળવવાનો લોભ છે એથી તેણે પેગમ્બરીનો દાવો કર્યો છે. અતબા બિન રબીઆ રસુલુલ્લાહ સલ૦ ની પાસે આવ્યો ત્યારે કહ્યું–મોહમદ તમે શું માગો છો? શું મક્કાનું રાજ? કે ઉંચા કુટુંબમાં લગ્ન અથવા ધન દોલત? તમને જે જોઇતું હોય તે બધું અમે તમને આપીશું પણ તમે પયગમ્બરીનો દાવો અને અમારી મુર્તીઓની નિંદા મુકી દો. રસુલુલ્લાહ (સ.) એ તેના જવાબમાં કુર્આનની આયતો સંભળાવી, જેનો અર્થ નીચે પ્રમાણે છે.

ખુદાએ કહ્યું–"હે મોહંમદ [સ]! અધર્મી (મુનકીરો) ઓને કહે કે હું તમારા જેવોજ એક માનવી છું. મારી ઉપર વહી આવી છે કે તમારો ખુદા માત્ર એક ખુદા છે એટલે સીધા તેનીજ તરફ આવો અને તેની માફી માગો." અતબા કુર્આન શરીફની આયતો સાંભ-

ચળીને હેરતમાં પડયો, અને તેની ઉપર એટલી બધી છાપ પડી કે તે એક પણ શબ્દ કહી શકયો નહીં અને અધમીઓની પાસે ચાલ્યો ગયો.

### મોહમ્મદ ( સ ) ની વાતો.

અતબાએ અધર્મી કાફરોને જઇને કહ્યું મેં મોહંમદને લાલચ દઇ પયગમ્બરીનો દાવો મુકી દેવા સમજાવ્યો પણ તેણે કંઇક વાંચ્યું જે વિષે તે કહે છે કે તે ખુદાની વાણી છે. મારા મન ઉપર તેની ઉંડી છાપ પડી, તે અલંકારી કવિતા નહી પણ કોઈ અન્ય વસ્તુ છે. મારા અભિપ્રાય પ્રમાણે તેને તેની હાલત ઉપરજ રહેવા દેવો પણ કાફરોએ એ વાત કબુલી નહીં.

---

## નબુવતનું ત્રીજું વર્ષ.

### ખુબાબ બિન અરત પર જુલમ.

ખુબાબ, તમીમ કબીલાના હતા. કોઇ લડાઇમાં ગુલામ બનાવવામાં આવ્યા હતા ઇસ્લામની શરૂઆતમાં તેઓ મુસલમાન થયા ત્યારે માત્ર પાંચ સાત મુસલમાનો હતા. અબુ જહલ અને ઉમૈયા બિન ખલફ તેમની ઉપર જુલમ કરતા હતા. બળતી રેત ઉપર ચત્તાપાટ સુવાડતા અને એક માણસ તેમની છાતી ઉપર પગ દઇને ઉભો થતો અને તેમની પુંઠમાંથી ચરબી ન નીકળે ત્યાં સુધી ઉભો રહેતો.

### હઝરત બિલાલ (ર.) ઉપર જુલમાટ.

હઝરત બિલાલ ( ર. ) ઉમૈયા બિન ખલફ નામના કાફરના ગુલામ અને જાતે શીધી હતા. બરોબર મધ્યાન્હ વેળા ઉમૈયા તેમને બળતી રેતી ઉપર સુવાડતો અને ભારે પથરો તેમની છાતી ઉપર મુકતો અને કહેતો કે મોહંમદ ( સ. ) અને તેના ખુદાને માનવાનું

મુકી દે પરંતુ તેઓ કહેતા "અલ્લાહ અહદુન, વ મોહંમદ રસુલુન" ( અલ્લાહ એક છે અને મોહંમદ (સ.) રસુલ છે. )

### અમાર પર અત્યાચાર

હઝરત અમાર [ર] બિન યાસર યમનના રહેવાસી હતા. તેમના પિતા માતા પણ મુસલમાન થયાં હતાં. કાફર લોકો એ ત્રણેને એટલો બધો માર મારતા હતા કે એ ત્રણે બેહોશ થઇ જતા પણ ઇસ્લામનો ઇનકાર કરતા નહતા. હઝરત અમાર મુસલમાન થયા ત્યારે દુનિયામાં ફક્ત ૩૦ મુસલમાન હતા.

### અબુ ફકીહા પર સીતમ

અબુ ફકીહા સફવાન બિન ઉમૈયાના ગુલામ હતા અને હઝરત બિલાલની સાથે મુસલમાન થયા હતા. ઉમૈયાએ સાંભળ્યું ત્યારે ભારે જોરથી ગળચી દાબી. લોકો સમજ્યા કે અબુ ફકીહા મરી ગયા પણ ખુદાએ તેમનો જીવ બચાવી લીધો પણ ગળચી દબાયાથી તેમની જીભ બહાર નીકળી પડી હતી તેથી ઘણા દીવસ માંદા રહ્યા. તેઓ ઇસ્લામ ઉપર મજબુત રહ્યા.

### લબીના પર અત્યાચાર

હઝરત બીબી લબીના (ર.) હઝરત ઉમરના દાસી હતાં હઝરત ઉમર મુસલમાન થયા પહેલાં તેમને સખત માર મારતા હતા. મારતાં મારતાં હાથ દુઃખી જતા ત્યારે કહેતા કે હવે હું થાકી ગયો છું. થોડોક વીસામો લઇને ફરી મારીશ. ત્યારે બીબી લબીના કહેતાં હું માર ખાતાં હજુ થાકી નથી. હું તો એજ કહેતી રહીશ કે અલ્લાહ એક છે અને મોહંમદ તેનો રસુલ છે.

### ઝનીરા પર ઝુલમ

હઝરત બીબી ઝનીરા પણ દાસી હતાં. હઝરત ઉમર (ર.) તેમની ઉપર પણ સીતમ ગુજારતા હતા. એક વેળા અબુ જેહલે તેમને એટલો માર માર્યો કે બન્ને આંખો ફુટી ગઇ ત્યારે ઝનીરાએ સંપુર્ણ જુસ્સામાં કહ્યું–ખુદાનો મોટો પાડ થયો. કેમકે હવે હું દુનિયામાં હ૦ રસુલુલ્લાહ (સ) ના કોઇ દુશ્મનને જોવાની નથી.

### નહદીયા અને ઉમ્મે અબયસ (ર.)

એ બન્ને પણ દાસીઓ હતી અને મુસલમાન થઇ હતી. કાફરો તેમને ફટકા મારતા ત્યારે આકાશ તરફ જોઇને કહેતી " તેં દયા કરી પોતાનો પયગમ્બર મોકલ્યો જે દાસીઓ અને ગુલામોને છુટાપણું આપવા આવ્યો છે. અમારી ઉપર આ છેવટનો જુલમાટ છે. હવે પછી દુનિયાનાં બધાં દાસ દાસી સ્વતંત્ર મનુષ્યો થશે તેથી આ અત્યાચાર અમે આનંદે સહન કરીશું " હઝરત અબુબકર ( રઝી. ) દુઃખી મુસલમાનોની મદદ કરતા. તેઓએ હઝરત બિલાલ, આમિર બિન ફહીરા, બીબી ઝનીરા, બીબી નહદીયા બીબી ઉમ્મે અબયસને મોટી મોટી કીમતો આપીને વેચાતાં લઇને આઝાદ કર્યા. તેમના એ ઉપકારોએ દુનિયાના દરેક માણસનો મોહ જીતી લીધો હતો.

### હઝરત ઉસમાન ઉપર સીતમ

હ૦ રસુલુલ્લાહ (સ.) ના ત્રીજા ખલીફા હઝરત ઉસમાન મુસલમાન થયા ત્યારે તેમના સગા કાકાએ દોરડા વતી બાંધીને એટલો બધો માર માર્યો કે બેભાન થઈ ગયા, હોશમાં આવ્યા ત્યારે કાકાએ કહ્યું–બોલ, મોહંમદ (સ.) વિષે શું કહે છે ? હઝરત ઉસમાને કહ્યું તેઓ સાચા છે અને સચ્ચાઇ તેમની પાસે છે. એટલે કાકાએ ફરી મારવા માંડયા.

**હઝરત અબુઝર ઉપર જુલમ.**

હઝરત અબુઝર ( રઝી ) મોટા સહાબી હતા. રિવાયત છે કે તેઓ પહેલા મુસલમાનોમાંના છે. તેમની પહેલાં ફકત છ જણ મુસલમાન થયા હતા. તેઓએ મુસલમાન થતાંજ પોતે મુસલમાન થયાની વાત કાબામાં જઇને જાહેર કરી. કાફરોએ મારતાં મારતાં તેમનો જીવ કાઢી નાંખ્યો પણ ઇમાન અને આસ્થામાં ફેર પડયો નહીં,

**હઝરત ઝુબેર પર ઝુલમ.**

હઝરત ઝુબેર વિષે રિવાયત છે કે તેઓએ પાંચમા મુસલમાન હતા. એટલે તેમની પહેલાં ફકત ચાર જણ મુસલમાન થયાં હતા. તેમને પણ તેમના કાકાએ એક સાદડીમાં બાંધીને નાકમાં ધુમાડો કરી ગુંગળાવી દઇને પુછયું–ઇસ્લામ મુકી દો નહીતો મારી નાંખીશ, પણ તેઓએ ઇસ્લામ છોડયું નહીં.

**સઇદ બિન ઝેદ ઉપર સિતમ**

હઝરત સઇયદ, હઝરત ઉમરના પીત્રાઈ હતા તેમના પિતા હ૦ રસુલુલ્લાહ ( સ ) ના ખાસ ભાઈબંધોમાં હતા અને પયગમ્બરીનો દરજ્જો જાહેર થયા પહેલાં મુર્તિપુજા મુકી દીધી હતી, તેથી તેમના બેટા સઇદ વહેલા મુસલમાન થયા હતા. મુસલમાન થયાની વાત સાંભળીને હઝરત ઉમરે [ર.] તેમને દોરડાથી બાંધી બની શકે એટલો બધો સીતમ ગુજાર્યો હતો પણ તેઓ ઇસ્લામથી ફર્યાં નહીં.

**સાઅદ બિન વકાસ પર સીતમ.**

હઝરત સાઅદ શરૂઆતના મુસલમાનોમાં હતા. પાછળથી તેઓએજ ઇરાન દેશ જીત્યો હતો. તેઓ મુસલમાન થયા ત્યારે તેમના બનુ અસદ કબીલાવાળાએ પુષ્કળ સીતમ વરસાવ્યો. નિર્દયતા, નિષ્ઠુરતા અને જુલમાટ કરવામાં કશી મણા રાખી નહી. છતાં પણ તેઓ

ઇસ્લામ ઉપર કાયમ રહ્યા. અને છેવટે તેઓ ઇરાનના કિર્તીવંત વિજેતા થયા. આ બનાવો વિષે એક ઇસાઇ ઇતિહાસકારે એપોલોજી ગોડફ્રીજીન્સમાં લખ્યું છે કે "મોહંમદે (સ.)પોતાના અનુયાયીઓમાં ઈસ્લામનો એવો મદ ઉત્પન્ન કર્યો હતો કે હઝરત ઇસા (અ.) ના શિષ્યોમાં નહોતો કેમકે હઝરત ઇસા (અ.) ને સુળીએ ચઢાવવા લઇ ગયા ત્યારે તેમના શિષ્યો નાશી ગયા પણ મોહંમદ (સ.) ના શિષ્યો તેમની ઉપર કુરબાન થઇ ગયા.

---

## નબુવતનું ચોથું વર્ષ

### હ૦ રસુલુલ્લાહ ( સ૦ ) નું મક્કમપણું

ત્રણ વર્ષના હ૦ રસુલુલ્લાહ (સ.) ના પ્રચાર કાર્યમાં બે ચાર ઉમરાવો અને મોટા માણસો ઉપરાંત જેટલા મુસલમાન થયા તે બધા ગરીબ હતા કે દાસ દાસી હતાં. તેમને કોઇનો ટેકો નહોતો કે નહોતો કોઈ મદદગાર એથી મક્કાના કાફરો તેમની ઉપર મનમાનતો જુલમ કરતા હતા.

### હ૦ રસુલુલ્લાહ (સ.) ઉપર જુલમાટ

છેલ્લા ત્રણ વર્ષમાં પણ રસુલુલ્લાહ (સ.) ને ભાંડવામાં આવતા, તેમના માર્ગમાં કાંટા પાથરવામાં આવતા અને મશ્કરીઓ કરવામાં આવતી હતી. નબુવતના આ ચોથા વર્ષમાં સખતાઇઓ ઘણી વધી ગઈ હતી, પણ રસુલુલ્લાહ (સ.)દરેક સીતમ અને સખતાઇ સહન કરતા પણ પોતે એક શબ્દ વટીક બોલતા નહી કે કોઇ ઉપર હાથ ઉપાડતા નહી. મક્કાના કાફર લોકો મુસલમાનો ઉપર જુલમ કરતા ત્યારે હ૦ રસુલુલ્લાહ [સ.] ની પાસે આવી બધી હકીકતો કહેતા. એ

સાંભળી હ૦ રસુલુલ્લાહ ( સ. ) કહેતા–તમે ધીરજ રાખો. કોઇનો સામનો ન કરો અને દરેક જુલમાટ સહન કરો, આ જુલમાટ કરનાર બધા મુસલમાન થશે એવો વખત પાસે છે. એક માણસે અરજ કરી કે અમે ગણત્રીના થોડા મુસલમાન છીએ એક પણ માણસ અમારો સહાયક કે મદદગાર નથી એટલે અમે ધીરજ ન ધરીએ તો બીજું શું કરીએ? જો અમારામાં લડવાની અને બચાવ કરવાની તાકાત હોય તો અમે પુરો જવાબ આપીએ. કેમકે અમે સત્ય ઉપર અને તેઓ અસત્ય ઉપર છે. જે કોમ કોઇથી દબાતી નથી તેમાંનાજ અમે છીએ. હ૦ રસુલુલ્લાહ ( સ. ) એ ફરમાવ્યું–બેશક તમે માણુસ અને અરબ છો. કોઈ માણસ અને અરબ પોતાના જાતિભાઇઓથી જુદા રહેવાનું પસંદ કરતો નથી. પણ તમે બધાએ ખુદાના હુકમના તાબામાં રહેવાનું કબુલ કર્યું છે એટલે ખુદા તમને સામનો કરવાનો હુકમ ન આપે ત્યાં સુધી દુશમનોની સખતાઇ સહન કરો અને એક શબ્દ પણ કહો નહીં. હ૦ રસુલુલ્લાહ ( સ. ) એ ફરમાવ્યું મને ગાળો ભાંડી ઇજા કરવામાં આવે છે ત્યારે માનસ સ્વભાવની રૂએ મને રીસ ચઢે છે. પરંતુ અલ્લાહ તરફથી મને ધીરજનું શિક્ષણ મળ્યું છે, એટલે આ સંકટોમાં મને મઝા પડે છે. તમે પણ ખુદા તરફ ધ્યાન રાખશો તો એ સંકટો સારાં લાગશે.

**બની હાશમની મદદ.**

હ૦ રસુલુલ્લાહ સ૦ એ એવું પણ કહ્યું કે મારા કાકા અબુલહબ વગર બધા બની હાશમની મારી તરફ દિલસોજી છે, તેઓ મારી પયગમ્બરીનો વિશ્વાસ નથી કરતા છતાં ખાનદાની સંબંધને લીધે તેઓ મારી મદદ માટે તૈયાર રહે છે તો પણ હું તેમની કે અલ્લાહ વગર

કોઇ બીજાની મદદ કે હિમાયત માગતો નથી. તમે પણ અલ્લાહમાં વિશ્વાસ રાખો હ૦ રસુલુલ્લાહ (સ.) આખો દિવસ જુદા જુદા લોકોમાં પ્રચાર કાર્ય કરતા અને બેચાર જગા વિના બધે ઠેકાણે ગાળો પડતી, ત્યારે કેટલીકવાર ગભરાઇને ઘેર આવતા ત્યારે હઝરત બીબી ખદીજા (ર.) તેમને દિલાસો આપતાં. હઝરત [સ.] પોતે ફરમાવે છે કે બીબી ખદીજા (રઝી) ના દિલાસાથી મને રાહત મળતી હતી.

---

## નબુવતનું પાંચમું વર્ષ

### અબદુલ્લા ઈબ્ને મસઉદ પર સીતમ

જે લોકો મુસલમાન થતા તેઓ કાબામાં જઇ શકતા પણ જોરથી કુરાનનો પાઠ કરી શકતા નહોતા આ વસ્સે હઝરત અબદુલ્લા બિન મસઉદ મુસલમાન થયા ત્યારે તેઓ એ કાબામાં જઈ મકામે ઇબ્રાહીમ પાસે ઉભા રહીને સુરએ રેહમાન જોરથી પડવા માંડી, કાફરો ચોમેરથી મારવા ટુટી પડયા અને લોહીમાં તળબોળ થઇ ગયા છતાં સુરત પુરી કર્યા વગર ખસ્યા નહી.

### હિજરતનો હુકમ

છેવટે અલ્લાહતાલાએ વહી મારફતે હ૦ રસુલુલ્લાહ (સ.) ને રજા આપી કે દુઃખી મુસલમાનોએ હીજરત કરીને હબશાન દેશમાં ચાલ્યા જવું ત્યાં નજાશી ઈસાઇ રાજાનું રાજ હતું તેનો અદલ ઇનસાફ ઘણો વખણાતો હતો. હ૦ રસુલુલ્લાહ (સ.) એ મુસલમાનોને ભેગા કરીને અલ્લાહનો હુકમ સંભળાવી દીધો. ખુદાના હુકમ મુજબ ૧૧ પુરૂષો અને ૪ સ્ત્રીઓ હીજરત કરવા તૈયાર થયાં. જેમાં હઝરત ઉસમાન ( રઝી ) અને તેમનાં બાનુ રૂકૈયા. ( ર. ) ને હ૦

રસુલુલ્લાહ [સ.] ના બેટી ] પણ હતાં. આ કાફલો છાની રીતે મક્કાથી હબશાન જવા ઉપડી ગયો. હ૦ રસુલુલ્લાહ ( સ. ) એ બધા માણુસોને પોતાની પાસે બોલાવી દીલાસો દઇ વીદાય કર્યા તેમનાં નામ નીચે પ્રમાણે છે હઝરત ઉસમાન ( ત્રીજા ખલીફા ) રૂકૈયા ( રસુલુલ્લાહનાં બેટી ), અબુ હઝિફા, અતબા, સહલા ઝુબેર (રસુલુલ્લાહના પિત્રાઇ) મસઅબ બિન ઓફ (અશરા મુબશ્શરામાંના હતા.) અબુસલમા, ઉમ્મેસલમા, ઉસમાન બિન મઝઉન, આમરા બિન રબીઆ, લયલા, અબુબર્રા, હાતિબ બિન ઉમર, સલહા બિન બેઝા, અબદુલ્લાહ બિન મસઉદ અને જાફર બિન અબુતાલિબ (ર.) આ મુહાજરીન (હીજરત કરનાર–પ્રવાસી) મક્કાથી હબશાન ગયા પછી શાંતી અને આરામમાં રહેવા લાગ્યા અને વેપાર કરવા માંડયો. આ ખબર મક્કાના કાફરોને થઇ ત્યારે તેઓએ હબશાનના રાજા નજાશી પાસે માણુસો મોકલી માંગણી કરી કે અમારા ગુનેહગારોને પોતાના દેશમાંથી કાઢી મુકો અથવા અમોને સોંપી દો.

## કાફરોના એલચી

મક્કાના કાફરોએ અબદુલ્લા બિન રબીઆ, ઉમર બિન આસ [મીસર જીતનાર] ને એલચી તરીકે હબશાનના રાજા નજાશી પાસે ભેટ સોગાદો આપીને મોકલ્યા અને દરબારીઓ માટે પણ ભેટો મોકલી હતી કે તેઓ સીફારશ કરીને મુસલમાનોને હબશાનથી કઢાવી મુકે. ભારે દોર દમામ સાથે એ એલચી રવાના થયા. નજાશી સદગુણી અને અક્કલમંદ ઇસાઇ બાદશાહ હતો. મક્કાના કાફરો તરફના એલચી તેની હજુર આવ્યા ત્યારે તેણે કહ્યું. મારો આશરો લેનારા માણુસોને તમે ગુનેહગાર ગણી પકડીને લઇ જવા માંગો છો તો તે માણુસોને મળ્યા અને હકીકત જાણ્યા વગર હું

તમારા હાથમાં સોંપી શકું નહીં. બીજા દીવસે બધા મુસલમાનોને નજાશીના દરબારમાં બોલાવવામાં આવ્યા. હઝરત અલી (રઝી.) ના ભાઇ હઝરત જાફરે મુસલમાનો તરફથી નજાશી સાથે વાત કરી. નજાશીએ પુછયું તમે કયો ધર્મ શોધ્યો છે જે ઇસાઈ અને મુર્તિ-પુજાની વિરૂદ્ધ છે. અને જેના સબબે તમારી જાતના લોકો અમારી પાસે આવ્યા છે.

## હ. જાફરનું વિવેચન

હ. જાફરે કહ્યું સાંભળ રાજા ! અમે અજ્ઞાન હતા, ભાઇ ઉપર ભાઇ જુલ્મ કરતો. તે દરમ્યાન અમારામાં એક પુરૂષ પેદા થયો એણે બધા દુર્ગુણો દુર કરવા કોશીશ કરી, ખુદાએ તેને પુસ્તક આપ્યું અને પોતાનો પયગમ્બર નીમ્યો. નજાશીએ કહ્યું—તમારા પયગમ્બર ઉપર ઉતરેલું પુસ્તક જો તમને યાદ હોય તો મને સંભળાવો, હ. જાફરે (ર.) સુરએ મરીયમની થોડીક આયતો સંભ-ળાવી. નજાશી પર તેની ઉંડી અસર થઇ. તેની આંખ્યોમાંથી આંસુ વ્હેવા માંડયાં, ફરી તેણે કહ્યું. ખુદાના સોગન આ પુસ્તક અને ઇંજીલ બન્ને એકજ છે અને બન્નેમાં એકજ દીવાની રોશની દેખાય છે.

## તમારા પયગમ્બરનો હુકમ શું છે.

ફરી નજાશીએ સવાલ કર્યો, તમારો પયગમ્બર તમને કેવો હુકમ કરે છે. હ. જાફરે કહ્યું—અમારે પથરા પુજવાનું મુકી દેવું, સાચું બોલવું, ખુનરેજી ન કરવી, અનાથ યતીમોનો માલ ખાવો નહીં; પાડોશીયોને સુખી કરવા, સદાચારી ઓરતોને બદનામ ન કરવી, ખુદાની ભકિત કરવી, રોઝા રાખવા, નમાઝ પઢવી, ઝકાત આપવી, તેથીજ અમારી જાતના લોકો અમારા દુશ્મન થયા છે.

નજાશીએ હ. જાફર ( ર. ) ની વાતો સાંભળીને પુછ્યું તમે કોણ છો ? હ. જાફરે કહ્યું હું હ. રસુલુલ્લાહ ( સ. )નો પીત્રાઇ છું. રાજાએ કહ્યું તમે મારા દેશમાં સુખે રહો. તમારા દુશ્મનોના હાથમાં તમને નહીં આપું. તે પછી કાફરોના એલચીઓને કહ્યું તમે પાછા જાઓ. મુસલમાનોને તમારા હાથમાં સોંપવામાં આવશે નહીં. નજાશીનો ચુકાદો સાંભળી કાફરો નિરાશ થયા ત્યારે ઉમર બીન આસે એક યુક્તિ શોધી કાઢી અને નજાશી પાસે જઇને કહ્યું કે મુસલમાનો હઝરત ઇસાને ખુદાનો બેટો નથી માનતા એટલુ જ નહી પણ તેમનું અપમાન કરે છે. આ વાત સાંભળીને નજાશી છંછેડાઇ ગયો અને મુસલમાનોને પોતાની પાસે હાજર કરવા હુકમ કર્યો અને કહ્યું જો તેઓ હઝરત ઇસાનું અપમાન કરતા હશે તો હું તેમને સજા કરીશ.

**બીજો દરબાર.**

ફરી મુસલમાનોને દરબારમાં તેડયા. રાજા નજાશીએ હ. જાફ-રને પુછ્યું–ઇસા બિન્તે મરિયમ ( અ. ) વિષે તમારો શો ધર્મ છે હ. જાફરે કહ્યું–અમારા પયગમ્બરે (સ.) બતાવ્યું છે કે ઇસા ખુદાના બંદા, પયગમ્બર અને કલમતુલ્લાહ ( ખુદાની વાત કહેનારા ) હતા. રાજા નજાશીએ કહ્યું, બરાબર તેઓ એવા જ હતા. તમે સાચું કહો છો. દરબારીઓ તરફ જોઇને રાજા નજાશીએ કહ્યું મુસલમાનો ઇસા [ અ. ] ને ખુદાના બંદા, પયગમ્બર અને ખુદાનો કલમો માને છે અને એ માન્યતા બરાબર છે. આપણે તેમને ખુદાના બેટા તરીકે ગણીએ છીએ તેની મતલબ એવી છે કે ખુદાને હઝરત ઇસા તરફ એટલું બધું હેત હતું જેવું એક બાપનું પોતાની ઓલાદ તરફ હોય છે, તેથી મુસલમાનોને હું તેમના દુશ્મનોના કબજામાં સોંપી

શકતો નથી. કાફરોના એલચી હબશાનથી નિષ્ફળ પાછા ફર્યા અને બધી હકીકત જાહેર કરી, ત્યારે અબુ સુફિયાન અને અબુ જેહલે કહ્યું અબુતાલિબનો બેટો જાફર મોટો જાદુગર છે. તેણે નજાશી ઉપર જાદૂ કર્યું, નહીતો મુસલમાનો જરૂર અમને સોંપાયા હોત અને અમે તેમને કતલ કર્યા હોત.

### હઝરત હમઝા.

હઝરત હમઝા. હ. રસુલુલ્લાહ [સ.]ના સગા કાકા અને દુધ-ભાઈ હતા. કેમકે તેઓએ અબુલહબની દાસી સોબીયાનું દુધ પીધું હતું. તેઓ બહાદુર અને શીકારી માણસ હતા. આખો દિવસ શિકાર રમ્યા કરતા સાંજરે શિકાર કરીને પાછા ફરતા ત્યારે હમેશાં કાબામાં જઈ તવાફ કરતા. એક સવારે હઝરત રસુલુલ્લાહ (સ.) કાબા શરીફમાં આવ્યા અને ઇબાદતમાં બેઠા એટલે અબુ જેહલે હુમલો કરી આપને દુઃખ દીધું. હ. હમઝાની દાસી પોતાના દરવાજામાંથી એ બનાવ જોઈ રહી હતી. સાંજરે હ. હમઝા શીકારમાંથી પાછા ફર્યા એટલે દાસીએ આખો બનાવ તેમને કહી સંભળાવ્યો અને કહ્યું કે તમારા ભત્રીજા મહમદ ઉપર આજે બેહદ જુલમ ગુજારવામાં આવ્યો હતો. હ. રસુલુલ્લાહ (સ.) ઉપર જુલમ થયાની વાત સાંભળીને હમઝાને ઘણી રીસ ચઢી. તીર કમાન લઈને કાબામાં ગયા અને અબુ જહ-લને કમાનનો સપાટો મારી કહ્યું. તેં મોહંમદ (સ) ને શા માટે માર્યો. તું એમ ધારે છે કે બધા બની હાશમ મરી ગયા છે ? લે સાંભળ હું પોતે મુસલમાન થઇ ગયો છું.

### હમઝા (ર.) મુસલમાન થયા.

અબુજેહલને હઝરત હમઝા (ર.) એ કહ્યું હતું કે હું મુસલ-માન થઈ ગયો છું પણ એ વાત તેઓએ જોશમાં કહી હતી. છતાં

તેઓ મુસલમાન થયા નહોતા. અબુજેહલને સજા કરી ઘરમાં આવ્યા પછી કેટલીય વાર સુધી વિચાર કરતા રહ્યા. છેવટ હ. રસુલુલ્લાહ (સ. અ. વ. ) ની પાસે આવ્યા અને કહ્યું:–"ભત્રીજા હું તારો દીન કબુલ કરૂં છું મને મુસલમાન કર. " હ. રસુલુલ્લાહ (સ.) તેમને ભેટી પડયા અને મુસલમાન કર્યા હ. હમઝા (ર.)ના મુસલમાન થયાની વાત ફેલાતાં કાફરોમાં ભારે ખળભળાટ મચી ગયો. અને મુસલમાનોને તેટલોજ હર્ષ થયો કેમકે એક બહાદુર અને વગવાળો સરદાર મુસલમાન થવાથી બળ વધ્યું હતું. હ. રસુલુલ્લાહ (સ. )ને પણ પોતાના દુધભાઈ અને કાકા મુસલમાન થવાથી ઘણો આનંદ થયો હતો.

## હઝરત ઉમર (ર.)

૨૭ વર્ષના બહાદુર સરદાર હતા. હ. રસુલુલ્લાહ [ સ. ] ના મોટા દુશમન હતા અને મુસલમાનો ઉપર હમેશ જુલમ કરતા હતા. એક દિવસ હ. રસુલુલ્લાહ (સ.) એ દુઆ માંગી કે યા ખુદા ! અબુજેહલ અથવા ઉમરને ઇસલામ કબુલ કરવાની બુદ્ધિ આપ. એ દુઆ કબુલ થઈ અને હઝરત ઉમરને મુસલમાન થવાના હવે સંજોગો મળ્યા. એક દિવસ હ. ઉમરે વિચાર કર્યો કે હ. રસુલુલ્લાહ (સ.)ને કતલ કરી નાંખવા જોઇએ, તરવાર લઇને નીકળ્યા. રસ્તામાં એક મીત્રને પોતાનો વિચાર કહ્યો તેણે કહ્યું પહેલાં તમારાં બ્હેન અને બનેવીની ખબર લ્યો. તે બન્ને પણ મુસલમાન થઇ ગયાં છે, એટલે તેમને સુધાર્યા પછી હ. રસુલુલ્લાહ(સ.)નો ઇરાદો કરજો.તેમને મારવા કંઈ સ્હેલ નથી. એ વાત સાંભળીને હ. ઉમર (ર.) બ્હેનને ત્યાં આવ્યા. તે વેળા બન્ને ઓરત મરદ કુરાન શરીફ પઢતા હતા. ઉમરના પગલાનો અવાજ સાંભળીને કુરાનનાં પાનાં સંતાડી દીધાં. તેઓએ અંદર આવતાંજ બનેવીને મારવા માંડયા. બ્હેન પતિને બચાવવા વચ્ચે પડયાં

તેમને પણ એટલો બધો માર માર્યો કે લોહી લુહાણ થઇ ગયાં હતાં. હ. ઉમર [ર.] બ્હેન બનેવી ઉપર જુલમ કરી ચુકયા. બ્હેન લોહીમાં તરબોળ થઈ ત્યારે હ. ઉમરના કાળજા ઉપર વીજળી પડી. તેઓએ કહ્યું. તમે જે વાંચતા હતા તે મને સંભળાવો. બ્હેને કાગળમાં લખેલી કુરાનની આયતો આગળ ધરી. એ વાંચીને તેમના મન ઉપર એટલી બધી અસર થઇ કે તરત કલમો પઢયો અને હ. રસુલુલ્લાહ (સ.) ની હજુરમાં જવા માટે ઉભા થઈ ગયા. હ. રસુલુલ્લાહ (સ.) હ. અકરમ સહાબીને ત્યાં બેસતા હતા અને ત્યાંજ છુપી રીતે મુસલમાનો આવ્યા કરતા હતા હ. ઉમરે ત્યાં જઈ બારણું ઠોકયું હાથમાં તરવાર જોઇને સહાબાને તેમના નઠારા ઈરાદાની શંકા ગઇ. પણ હ. હમઝા [ર.] એ કહ્યું ચિંતા ન કરો, આવવા દો, મારા હાથમાં પણ તરવાર છે. ઘેરથી તલવાર લઇ હ. રસુલુલ્લાહ (સ.) ને કતલ કરવાના ઇરાદાથી નીકળેલા હ. ઉમર (ર.) ગેબની ચમત્કારીક વીજળીથી ઘવાયા, હ. રસુલુલ્લાહ (સ.)ની સામે આવ્યા, રસુલુલ્લાહ [સ.] ઉભા થઈ ગયા અને તેમનો છેડો ઝાલીને કહ્યું. કેવો ઈરાદો કરીને આવ્યા છો ? હ. ઉમર (ર.)ધ્રુજી ઉઠયા. એજ કંપારીમાં અદબ સાથે કહ્યું મુસલમાન થવા આવ્યો છું. હ.ઉમરના(ર.)મોંમાંથી "મુસલમાન થવા આવ્યો છું" એ શબ્દો સાંભળીને હ. રસુલુલ્લાહ (સ)એ તકબીરની ગર્જના કરી. હ. રસુલુલ્લાહ [સ.]ના અવાજમાં અવાજ મેળવીને બધા સહાબાએ તકબીરની ગર્જના કરી મક્કાની તમામ ડુંગરીઓ ગજાવી મુકી, એ પછી હ. રસુલુલ્લાહ [સ.]એ હ. ઉમર (ર) ને મુસલમાન કર્યા. અત્યાર સુધી માત્ર ચાલીસ જણ મુસલમાન થયા હતા.

**કાબામાં જઇને નમાઝ પઢી.**

હ. ઉમરે [ર.]મુસલમાન થતાંજ હ. રસુલુલ્લાહ (સ.)ને કહ્યું "હવે

સંતાઇને નમાઝ પઢવાની જરૂર નથી ચાલો કાબામાં જઇને નમાઝ પઢીએ" આ શબ્દો કહેતાંની સાથે તરવાર મયાનમાંથી તાણી લીધી અને હ. રસુલુલ્લાહ (સ૦)ની આગળ ચાલ્યા અને કહેતા જતા કે ઉમર (ર) મુસલમાન થઇ ગયો છે એટલે હવેથી જે હ. રસુલુલ્લાહની સામે થશે તેનું માથું આ તરવાર કાપી નાખશે. એ પછી બધાએ સાથે મળીને કાબામાં નમાઝ પઢી.

## નબુવતનું સાતમું વરસ.

### ઘેરાની યોજના

હ. અમીર હમઝા(ર.) અને હ. ઉમર (ર) મુસલમાન થવાથી તથા હબશાનના રાજા નજાશીએ મુસલમાનોનો પક્ષ કર્યાથી મકકાના કાફરોને ઘણી રીસ ચઢી હતી. તેથી તેઓએ રસુલુલ્લાહ (સ૦) ની સામે કાવત્રાની જાળ બીછાવવા માંડી. તેઓએ હ. રસુલુલ્લાહ (સ૦) અને તેમના આખા કુટુંબને એક જગાએ કેદ કરવાની યોજના રચી કે કોઈ બીજા માણસને મુસલમાન કરી શકે નહી. કાફરોએ એક ખાનગી સભા ભરીને ઠરાવ કર્યો કે કોઈ માણસે બની હાશમમાં સગપણ કરવું નહીં, કોઇ વસ્તુ આપવી નહી, કોઈ ચીજ લેવી નહી, ખાવા પીવા કે પહેરવાનો સામાન આપવો નહી. એ ખાનદાન મોહંમદ સ. ને કતલ કરવા માટે ન સોંપે ત્યાં સુધી બોયકોટ ચાલુ રાખવો. કાફરો તરફથી મનસુર બિન અકરમાએ અંતે એક પ્રતિજ્ઞા પત્રનો ખરડો તઇયાર કર્યો જેમાં ઉપર કરેલી બધી શરતોનો સમાવેશ હતો. એ પ્રતિજ્ઞા બધા લોકો લઈ શકે એવા હેતુથી પ્રતિજ્ઞા પત્રની નકલ કાબા શરીફના દરવાજા ઉપર ચોઢવામાં આવી એટલે હ. રસુલુલ્લાહ (સ૦) બધા મુસલમાન અને બની હાશમને એ યોજનાની

ખબર પડી. હ. રસુલુલ્લાહ (સ) ના કાકા હ. અબુતાલિબે પોતાના ખાનદાનના માણસોને બોલાવી સલાહ કરી ત્યારે અબુલહબ વગર આખા ખાનદાને કહ્યું કે અમે જોકે મોહંમદ સ. નો મઝહબ કબુલ નથી કર્યો છતાં પણ આપણા ખાનદાનના કોઈ માણસને મારી નાખવા દુશમનને સોંપી શકાય નહી. હ. અબુતાલિબ એ મતને મળતા થયા. હ૦ રસુલુલ્લાહ સ. ના કાકા હઝરત હમઝાએ કહ્યું અત્યારે હું મુસલમાન છું પણ જો હું મુસલમાન નહી હોત ત્યારે પણ બની ઉમય્યાની આ કપટજાળનો સામનો કરતો. તેઓએ બની હાશમના આખા ખાનદાન સામે કાવત્રાની જાળ પાથરી છે, મને ખબર છે કે આ જાળનો આગેવાન બની ઉમૈયાનો નઠોર સરદાર અબુ સુફીયાન છે. અબુજહલ તેનો સંયોજક છે.

## અબુ લહબની વાતો.

હ. રસુલુલ્લાહ સ. ના કાકા અને દુશમન અબુ લહબે કહ્યું બેશક બની ઉમય્યા આપણા દુશમન છે અને અબુ સુફીયાન આ યોજનાનો આગેવાન છે એ વાત પણ ખરી છે પણ મોહંમદ સ. ને પેગમ્બરી દાવો કરતાં અને મુર્તિઓને ખરાબ કહેતાં તમે લોકો શા માટે નથી અટકાવતા કે જેથી આખું ખાનદાન મુસીબતમાં ન પડે. પણ બધા લોકોએ અબુલહબનો વિરોધ કર્યો. હ. અબુતાલિબે કહ્યું મોહમદ સ. મારો બેટો છે. મારો બેટો અલી અને ભાઈ હમઝા પણ તેની સાથે છે. બની હાશમના બીજા માણસો પણ મુસલમાન છે. એમનો મઝહબ આપણા દાદા ઇબ્રાહીમનો મઝહબ હોય તો આપણે કબુલ કરવો જોઇએ અને જો તેમ નહી હોય ત્યારે પણ અમે મોહંમદ સ૦ ને મુકી શકીએ નહી.

## અબુતાલિબની ગુફા

અંતે બધા બની હાશમને લઇને હ૦ અબુતાલિબ શેઅબે અબુતાલિબમાં ચાલ્યા ગયા, તે પર્વતની એક ગુફા હતી અને બની હાશમના વારસાની જમીન હતી. હ. રસુલુલ્લાહ સ૦ અને બની હાશમને ખાવા પીવાની કોઈ વસ્તુ ન મળી શકે એટલા માટે તે ગુફાને મકકાના કાફરોએ ચોમેરથી ઘેરો ઘાલ્યો.

## ત્રણ વરસનો ઘેરો

હ. રસુલુલ્લાહ સ. અને બધા બની હાશમ આ ગુફામાં ત્રણ વરસ કેદ રહ્યા અને ત્રણ વરસ સુધી ખાવા પીવા કે પહેરવાની કોઇ વસ્તુ બહારથી મેળવી શકયા નહી હ. અબુતાલિબે ખાવા પીવા અને પહેરવાનો જે સામાન ગુફામાં રાખ્યો હતો તે ત્રણ વરસ સુધી ચાલ્યો. પણ અંતે એ લોકોને ઘણાં સંકટોમાંથી પસાર થવું પડયું. ઘેરામાં કેદ થયેલા બની હાશમ પાસે ખાવાનું ન રહ્યું ત્યારે ઝાડનાં પાંદડાં અને તલહા નામનું ઘાસ ખાઇને દીવસો વીતાડતા, સુખેલું ચામડું પાણીમાં ઉકાળીને ખાતા અને ભુખ્યાં બાળક, ટળવળતાં સ્ત્રી પુરૂષ અને બાળકો બધાંજ એ પીડા સહન કરતાં હતાં. ઘેરામાંની કેદમાં હ૦ રસુલુલ્લાહ સ. અને બની હાશમના માણસો ભુખમરો વેઠતાં એટલા બધા નબળા પડી ગયા હતા કે કોઇનો ચહેરો ઓળખાતો નહોતો છતાં તેમનામાં એક પણ માણસ એવો નહોતો જેણે એ સંકટોમાંથી કંટાળી કાફરોની તાબેદારી કરવાનો ઇરાદો કર્યો હોય, બધા પોતાના કોલ ઉપર કાયમ હતા, એક રાત્રે હઝરત અબુ તાલિબે પોતાના ખાનદાનના બાનુઓ અને પુરૂષોને કહ્યું કે આપણને આ કેદમાં ત્રણ વરસ વીતી ગયા છે, ખાવું પીવું અને દરેક વસ્તુ બંધ કરવામાં આવી છે અને આપણા

મોતનો વખત પાસે આવ્યો છે ત્યારે શું તમારામાં કોઇ એવો માણસ છે કે જે આ ત્રણ વરસના સંકટો પછી હ. મોહંમદ સલ. ને દુશમનોના હાથમાં સોંપવા માગતો હોય?

## બની હાશમની મરદાનગી

અશકત અને નબળા બની હાશમવાળાએ જવાબ આપ્યો. અમે બધાં સંકટો સહન કરી શકીએ છીએ પણ બાળકોની પીડા જોઇ શકાતી નથી, મોત હવે પાસે આવ્યું છે અને તે આ બધી વેદનાઓનો અંત લાવશે, છતાં પણ અમારામાં એક પણ માણસ એવો નથી, જે આ સંકટોથી કાયર થઇ હ૦ મોહમદ સલ. ને દુશમનના પંજામાં સોંપવા માગતો હોય.' જેવી રીતે અબુ સુફિયાનના પૌત્ર યઝીદની ફોજ કરબલાના મેદાનમાં હ. રસુલુલ્લાહ સલ. ના નવાસા હઝરત ઇમામ હુસેનનાં બાળકોને ટળવળતાં જોઇ ખુશ થતા તેવી રીતે અબુ સુફીયાન પણ બની હાશમના બાળકોને રડારોળ કરતાં સાંભળીને ખુશ થતો અને કહેતો કે હવે એ બધા મરી જશે. આ ત્રણ વરસની કેદમાં હ. રસુલુલ્લાહ સલ. નાં બાનુ હઝરત ખદીજા (રઝી.) તથા તેમનાં બાળકોને પણ ઘણી તકલીફ હતી છતાં તેઓ કદી અધીરા થયા નહીં, હઝરત ફાતમા (ર.) નવ વરસનાં બાળક હતાં પણ પોતાના માતપીતા સાથે ધીરજ સાથે ભુખ અને તરસનું દુઃખ સહન કરતાં હતાં અને રોટલા માટે કદી હઠ કરતાં નહીં. ત્રણ વરસના આ ઘેરા દરમ્યાન હ. રસુલુલ્લાહ (સ.) દરરોજ પોતાની સાથે કેદ થયેલા મુસલમાનોને ભેગા કરી ઇસ્લામનું શિક્ષણ દેતા, રાત દિવસ ધર્મ કથાઓ ચાલતી. કુરાન શરીફ પણ ઉતર્યા કરતું અને ખુદા તરફથી રસુલુલ્લાહ [સ.] ને ધીરજ રાખવાની તાકીદ થતી અને કહેવામાં આવતું કે ગભરાઓ નહી સુખના દીવસ પાસે છે.

## જુલમનો ગઢ ભાંગ્યો.

ત્રણ વરસ પછી જુલમાટનો આ કિલ્લો પોતાની મેળે ભાંગી પડયો. કાફરોમાંના દયાળુ લોકોએ મોટા મોટા સરદારોને કહ્યું કે જુલમાટ હદ વટાવી ગયો છે. ભુખ અને તરશથી બની હાશમ મોતના પંજામાં સપડાયા છે અને રાત દીવસની બાળકોની રડારોળ સહન ન થાય તેવી છે તેથી હવે કેદનો ઘેરો તોડી નાંખવો જોઇએ. અંતે અબદુલ મુત્તલિબના નવાસા ઝુબેર અને એક બીજો સરદાર હુશ્શામ મળીને મુતઇમ બિન અદીની પાસે ગયા, બખતરી ઇબ્ને હુશ્શામ તથા ઝમઆ બિન અસ્વદે પણ ટેકો આપ્યો. ઝુબેરે મક્કાના લોકોને ભેગા કરી બની હાશમની તરફેણમાં કરૂણા રસીક ભાષણ કર્યું અને કહ્યુ કે પ્રતિજ્ઞાપત્ર ફાડી નાંખવું જોઇએ. અબુ જેહલે જવાબ આપ્યો કોની મકદુર છે કે પ્રતિજ્ઞાપત્રને હાથ લગાડી શકે ? અબુ જહલની વાત સાંભળીને મુતઇમ બિન અદીએ કહ્યું. જો હું ફાડી નાંખુ છું. એ પછી તેણે ઉભા થઇ કાબાના દરવાજા ઉપર લટકાવેલું પ્રતિજ્ઞા પત્ર ખેંચી લઇને ફાડી નાંખ્યું. અબુજેહલ અને અબુસુફિયાન જોતાજ રહી ગયા અને કશું કહી શકયા નહીં. કમકે મુતઇમનો પક્ષ ઘણો બળવાન હતો.

## કેદમાંથી છુટયા.

પ્રતિજ્ઞાપત્રનો નાશ થયા પછી દયાળુ દીલના કાફરો હથીયાર બાંધીને બનીહાશમની પાસે ગયા અને બધા માણસોને ગુફામાંથી બહાર લાવ્યા, બનીહાશમ પોતપોતાના ઘરમાં રહેવા લાગ્યા. ત્રણ વરસનો આ ઘેરો સને ૧૦ નબવીમાં પુરો થયો. ઘેરાના ત્રણ વરસ દરમ્યાન જે બન્યું તેની ટુંકી હકીકત ઉપર કહેવામાં આવી છે. તેમાં કેટલીક રીવાયતો એવી છે કે મેરાજ પણ એજ ઘેરાના દીવસોમાં થઇ હતી.

પરંતુ ખરૂં એ છે કે મેરાજ સને ૧૧ નબવીની શરૂઆતમાં અથવા સને ૧૦ નબવીના છેવટના દીવસોમાં થઇ હતી, પાંચ વખતની નમાઝો પણ મેરાજમાંજ ફરજ થઇ હતી.

---

# નબુવતનું દસમું વર્ષ

## સાતથી નવ વરસ સુધી.

આપણે જાણ્યું કે હ. રસુલુલ્લાહ ( સ. ) નબુવતના સાતમા વરસમાં શેઅબે અબુતાલિબમાં ઘેરાયા હતા અને એ ઘેરો ત્રણ વરસ સુધી રહ્યો હતો એટલે સને ૭, સને ૮ અને સને ૯ ઘેરામાં જ પસાર થયા હતા તેથી સીરતેનબવી હવે સને ૧૦ નબવીથી શરૂ કરવામાં આવે છે.

## મેરાજ.

અરબી ભાષામાં મેરાજ ઉપર ચઢવા કે ઉંચા જવાને કહે છે ઉર્દુમાં પણ પ્રગતિ અને ઉપર ચઢવાના અર્થમાં વપરાય છે. હ. રસુલુલ્લાહ (સ.) ઘેરાનાં દુઃખ ઉઠાવી ચુકયા ત્યારે ખુદાએ તેમને પોતાની મુલાકાત માટે આકાશ ઉપર બોલાવ્યા. એને મેરાજ કહે છે. ઘેરો ઉઠયો, હ. રસુલુલ્લાહ (સ.) બધા મુસલમાન અને બની-હાશમ પોતાને ઘેર આવ્યા ત્યારે એક રાત્રે ખુદાએ જીબરઇલ ફરિશ્તાને મોકલ્યો તે વખતે હ. રસુલુલ્લાહ (સ.) સુઇ રહ્યા હતા ફરિશ્તાએ ઉઠાડયા અને કહ્યું ચાલો તમને આકાશ ઉપર બોલાવ્યા છે. હ. રસુલુલ્લાહ ( સ.) તરત તૈયાર થઇ ગયા.

## બુર્રાક તૈયાર હતો.

હ. રસુલુલ્લાહ (સ.) એ ઘરમાંથી નીકળી જોયું કે એક અસ્વારી ઉભી છે. તેનું મોઢું આદમી જેવું અને બાકીનું શરીર ઘોડાનું અને

બે પાંખો છે. ફરિશ્તાએ કહ્યું એનું નામ બુર્રાક છે. અને ખુદાએ આપની અસ્વારી માટે મોકલ્યો છે, હ રસુલુલ્લાહ (સ.) બુર્રાક ઉપર બેઠા તે ત્યાંથી ઉડીને બયતુલ મુકદ્દસ આવ્યો.

## બયતુલ મકદ્દસ

મીસર અને શામની પાસે બયતુલ મુકદ્દસ [જેરૂસલેમ] મશહુર જગ્યા છે ઇસાઇઓ અને યહુદીઓનો તે કિબલો હતો અને મુસલમાનો પણ પહેલાં એ તરફ નમાઝ પઢતા હતા. હ. સુલેમાન પયગમ્બરના વખતની ત્યાં મસજીદ છે. ઇસાઇઓની માન્યતા પ્રમાણે હ. ઇસાને અહીંજ સુળીએ ચઢાવવામાં આવ્યા હતા. પણ મુસલમાનો કહે છે કે તેઓ અહીંથી આકાશ ઉપર ગયા હતા.

## નમાઝ પઢીને આકાશે ગયા.

બુર્રાક ઉપરથી ઉતરીને બયતુલ મુકદ્દસમાં નમાઝ પઢી તે પછી બુર્રાક ઉપર બેઠા અને તે આકાશ ઉપર લઈ ગયો. આકાશના દરવાજા ઉઘડયા તે પછી બીજા અને છેવટ સાતે આકાશમાં થઇને ખુદાના અર્શે આઝમ ઉપર પહોંચ્યા દરેક ઠેકાણે ફરિસ્તા અને પયગમ્બરોની અરવાહોએ માન આપ્યું.

## ખુદાને જોયા.

અર્શે આઝમ ખુદાનો મોટો તખ્ત છે. ત્યાં રસુલુલ્લાહ ( સ. ) એ ખુદાને જોયા. ખુદાએ હ. રસુલુલ્લાહ (સ) ને પોતાની પાસે બેસાડયા. એટલા પાસે કે એક ગજથી પણ થોડો અંતર હતો, અને વાતો કરી, ખાસ હીકમતો શીખવી, પાંચ વખતની નમાઝ પઢવાનો હુકમ કર્યો અને ત્રણ વર્ષના ઘેરામાં ધીરજ સાથે સંકટો સહેવા માટે મુબારકબાદી આપી.

## જ્યારે કષ્ટ આવે

ખુદાએ હ૦ રસુલુલ્લાહ (સ) ને એમ પણ કહ્યું કે દુનિયામાં દુઃખ પડે ત્યારે નમાઝ પઢો અને ધીરજ ધરો, એથી દુઃખ દુર થશે અથવા દુઃખ વેઠવાની તમારામાં તાકાત આવશે. તમારાથી અને તમારા સોબતી મુસલમાનોથી હું ખુશ છું. કેમકે તમે દુઃખમાં કાયર થયા નહી અને કસોટીમાં સાચા નીવડયા, ફરી ખુદાએ હુકમ કર્યો કે જાઓ જન્નત અને દોઝખ જુવો. જેથી મુસલમાનોને સમજાવી શકો કે જે સારાં કામ કરશે તેને જન્નત મળશે અને જે ભુંડા કામ કરશે તેને દોઝખમાં નાંખવામાં આવશે. હ૦ રસુલુલ્લાહ (સ) એ દોઝખ અને જન્નત જોઈ પછી જમીન ઉપર ચાલ્યા અને ઘેર આવીને સુઇ ગયા, હ૦ રસુલુલ્લાહ (સ) આકાશ ઉપરથી આવીને બીછાણે ગયા ત્યારે બીછાણું ગરમ હતું, એટલે આપ આકાશ અને ખુદાની મુલાકાત કરી એટલા જલદી પાછા આવ્યા કે બીછાણું વટીક ઠંડુ થયું ન હતું, આવી રીતે ખુદાએ બતાવ્યું કે ખુદાની તાકાત અને કુદરત માણસોની અક્કલથી ઘણી ઊંચી છે, અક્કલવાળા કહે છે કે હ૦ રસુલુલ્લા [સ.]એ મેરાજ સ્વપ્નામાં જોઇ હતી.

## એક ડોશીની મદદ

મેરાજ થઈ તે રાતની સવારે પરોઢીયાના અંધારામાં હ૦ રસુલુલ્લાહ [સ.]કાબામાં નમાઝ પઢવા આવ્યા ત્યારે રસ્તામાં રૂદન કરતી એક ડોશી મળી. આપે તેનું કારણ પુછ્યું. ડોશીએ કહ્યું હું એક યહુદીને ત્યાંનો લોટ દળું છું. તાવ ચઢવાથી આજે મોડું થયું છે એટલે તે મને મારશે. એ બીકથી રૂદન કરૂં છું.

## ડોશીનો ભાર ઉપાડયો.

હ૦ રસુલુલ્લાહ (સ) એ ડોશીનો ભાર પોતાના ખભે ઉંચકી કહ્યું:—રૂદન ન કર, યહુદીને સમજાવવા હું તારી સાથે આવું છું. હ૦ રસુલુલ્લાહ (સ) એ યહુદીને કહ્યું ડોશી માંદી પડી હતી તેથી સખ્તાઈ કરતા નહી, તેણી ગરીબ ઓરત જાત છે. તેની સજા ભોગવવા હું તૈયાર છું.

## શું તમે જ આકાશ ઉપર ગયા હતા.

યહુદીએ વિસ્મીત થઈ પુછ્યું, શું આજે રાત્રે તમે જ આકાશ ઉપર ગયા હતા ? અને ખુદાને મળ્યા હતા, રસુલુલ્લાહ ( સ ) એ કહ્યું:—હા, પણ તને કયાંથી ખબર પડી, મેં અત્યાર સુધી કોઈને વાત કરી નથી, યહુદી મુસલમાન થયો અને તેણે કલમો પઢી કહ્યું:—મારા આકાશી પુસ્તકમાં લખ્યું છે કે છેલ્લા યુગનો પયગમ્બર મેરાજથી આવીને એક ડોશીની મદદ કરશે.

## કાબામાં અબુ જહલ મળ્યો.

યહુદી મુસલમાન થયો અને ડોશીની ખતા માફ કરી તે પછી હ૦ રસુલુલ્લાહ (સ.) એ કાબામાં આવી નમાઝ પઢી ત્યાં અબુ જહલ મળ્યો તેણે હસીને કહ્યું-કહો મોહંમદ [સ.] આજે રાત્રે પણ કોઈ વહી આવી ! હ. રસુલુલ્લાહ [સ.] એ મેરાજની વાત કહી સંભળાવી ત્યારે અબુ જહલ હસી પડયો અને કહ્યું જુઠો છે, એ વાત બુદ્ધિમાં આવે એવી નથી.

## હઝ અબુબક [ર] મળ્યા

અબુજહલે સીધા અબુબકરની પાસે જઈને કહ્યું કે તમારો મિત્ર મોહંમદ ગાંડો થઈ ગયો છે કહે છે કે હું બયતુલ મુકદસ ગયો અને ત્યાંથી સાતે આકાશ અને અર્શ ઉપર જઈ ખુદાને મળ્યો.

જન્નત દોઝખ જોઇને તરત પાછો આવ્યો ત્યારે બીછાણું પણ ગરમ હતું. હ. અબુબકરે કહ્યું—તેઓ જે કહે છે તે બરાબર કહે છે હું તેમને સાચો ગણું છું.

## અબુ તાલીબની માંદગી.

આ વરસે હ. અબુતાલિબ માંદા પડયા, હ૦ રસુલુલ્લાહ સ. અને હઝરત અલી રાત દીવસ ખીદમત કરતા હતા. હ૦ રસુલુલ્લાહ સ. નાં બીબી હઝરત ખદીજા પણ ચાકરી કરતાં હતાં હઝરત અબુતાલિબ તેમની ચાકરીથી ઘણા ખુશ થતા અને આશિર્વાદ આપતા હતા.

## હ૦ અબુ તાલિબની વફાત.

માંદગી ઘણી વધી, બધા સરદારો ભેગા થયા, અબુજહલ વગેરે પણ આવ્યા હ. રસુલુલ્લાહ (સ) એ કાકાને કલમો પઢવા કહ્યું. અબુ લહબ સામે થયો. હ. અબુ તાલિબના હોઠ હાલ્યા. હ. અબ્બાસે કાન દઇને સાંભળ્યું અને કહ્યું—મોહંમદ [સ] ! મારો ભાઇ એજ બોલે છે જે તમે કહ્યું હતું. અત્યાર સુધી હ૦ અબ્બાસ મુસલમાન થયા ન હતા.

## હજી વધુ અજમાયશ કરો.

હ૦ રસુલુલ્લાહ (સ.) ને પોતાના પાળનાર અને રક્ષક કાકાની વફાતનું ઘણું દુઃખ થયું. પોતે રડયા એટલે ખુદાએ વહી મોકલી કે હે મોહંમદ ! હજુ તો વધુ અજમાયશ થવાની છે. ધીરજ ધરો અને કસોટીમાં પુરા ઉતરો જેથી મારા હેતને લાયક બનો.

## હ૦ ખદીજાની માંદગી

હઝરત અબુતાલિબની વફાત પછી હઝરત બીબી ખદીજા માંદાં પડયા. રસુલુલ્લાહ ( સ. ) એ પોતાનાં જાણકાર અને સેવા ભાવી બીબીની દવા અને માવજતમાં ઘણી મહેનત કરી. હઝરત ખદીજાની

બેટીઓ, પુત્ર હિન્દ અને ગુલામો પણ રાત દીવસ ચાકરી કરતાં હતાં. પણ વખત આવી પહોંચવાથી કશું વળ્યું નહી. છેવટ હઝરત બીબી ખદીજાએ દેહ છોડયો. રસુલુલ્લાહ (સ.) ને ઘણું દુઃખ થયું અને આપે પોતે કબરમાં ઉતારીને દફનાવ્યાં, તેમની ઉમર ૬૫ વરસની હતી. હજુન મથકમાં આપ દફન થયાં. રસુલુલ્લાહ (સ.) ને કાકા અને જીંદગીનાં સાથી બીબીની વફાતનું ઘણું દુઃખ થયું.

### તાયફમાં તબલીગ.

આ દુઃખદાયક બનાવ પછી હ. રસુલુલ્લાહ (સ.) મક્કાથી તાયફ ગયા અને ત્યાંના સરદારને ઇસ્લામનું આમંત્રણ કર્યું, પણ તે લોકોએ સખતાઇ વાપરી ઘણો કડવો જવાબ આપ્યો, તાયફના બદમાશ અને તોફાની છોકરાઓએ પથરા મારવા માંડયા એટલે ત્યાંથી નિરાશ થઈ પાછા આવ્યા.

### મુતઇમ બિન અદીની હીમાયત.

કાફરોના મશહુર સરદાર મુતઇમ બિન અદીએ ઘેરાનું કરાર પત્ર ફાડી નાંખી હ. રસુલુલ્લાહ [સ.] તરફ દિલસોજી બતાવી હતી. હ. અબુ તાલિબની વફાત અને તાયફની નિરાશા પછી હ. રસુલુલ્લાહ [સ] મે મુઇતમને કહ્યું—હું તમારા રક્ષણમાં આવું છું મુતઇમે એ માગણી કબુલ રાખી કેમકે એ અરબોની એક જુની રૂઢી હતી.

### હથીયાર બાંધીને કાબામાં આવ્યો

મુતઇમ પોતાના પુત્રો સાથે હથીયાર બાંધીને નાગી તરવારોના છાંયડે હ. રસુલુલ્લાહ (સ.)ને કાબામાં લાવ્યો. અને બુમો પાડીને કહ્યું—મેં મોહંમદને રક્ષણ આપ્યું છે હવે કોઈ માણસ તેની સામે હાથ ઉંચકી શકવાનો નથી છતાં હું મુસલમાન નથી થયો, આ વાત

સાંભળીને બધા કાફરો હેબતાઇ ગયા અને રસુલુલ્લાહ [ સ. ] એ નચીંત થઇને નમાઝ પઢી.

## મુતઈમ મુસલમાન નથી થયો.

મુઇતમે ઘણા ગંભીર સંજોગોમાં હ. રસુલુલ્લાહ ( સ. ) નો પક્ષ લીધો હતો, છતાં તે મુસલમાન થયો નહી. એનાથી રસુલુલ્લાહ (સ.) ઘણા ખુશ હતા તે કુફરની સ્થીતીમાં મરણ પામ્યો ત્યારે આપે મુસલમાન શાયર હ. હસ્સાન રદી૦ને તેનો મરસીયો લખવા અને તેનાં વખાણ કરવા કહ્યું. અને ફરમાવ્યું કે તમારા ઉપર કોઇ ઉપકાર કરે તો હમેશાં તેનો આભાર માનો.

## હજમાં તબલીગ

નબુવત મળ્યા પછી હ૦ રસુલુલ્લાહ (સ.) દર વરસે હજના દીવસોમાં બાહરથી આવતા અરબ કબીલાવાળામાં ઈસ્લામની તબલીગ કરતા, આપ ઘેરામાં કેદ હતા તે ત્રણ વરસ દરમ્યાન તબલીગનું કામ બંધ હતું આ વરસે હજના દીવસો આવ્યા એટલે જુદા જુદા કબીલાવાળામાં ઈસ્લામની તબલીગ કરવા માંડી પણ કોઈ મુસલમાન ન થયું.

## કબીલાવાળાનો મત

હ. રસુલુલ્લાહ [સ.] કબીલાવાળા અરબોમાં જઇને ઇસલામ વિષે વાતો કરતા હતા અને કુરાન સંભળાવતા ત્યારે લોકો કેહતા કે એ અજબ પ્રકારનું નિર્મળ સાહિત્ય છે. તે માણસ જાતનું બનાવેલું નથી જણાતું છતાં મુસલમાન થવાની ના પાડતા અને કેહતા કે એકદમ બાપદાદાનો ધર્મ મુકી દેવાનું કામ સ્હેલું નથી.

## નબુવતનું અગિયારમું વરસ.

### હ. રસુલુલ્લાહ (સ.) ઉપર જુલમ

હઝરત અબુતાલિબની વફાત થયા પછી કાફર સરદારોએ ફરી હ. રસુલુલ્લાહ (સ.)ને પજવવા માંડયા. અબુ લહબ અને તેની સ્ત્રી રસ્તામાં કાંટા પાથરતી અને બીજા કાફરોની સાથે મળીને નમાઝની મશ્કરી કરતા. સીજદામાં આપની પુંઠ ઉપર ઉંટની ઓઝરી લાવીને નાંખી દેતા. અને ગળામાં ચાદર નાંખીને ગુંગળાવી નાંખતા. મક્કાના કાફરો ધારતા હતા કે હ. રસુલુલ્લાહ (સ.) ને જાદુ આવડે છે તેથી આપની ઉપર જુલમ કરતા ત્યારે જાદુના ભયથી મોઢામાં ડુચો દેતા. હ. રસુલુલ્લાહ (સ.) જોરથી કુરાન પઢતા ત્યારે કાફરો કાનમાં આંગળીયો નાંખતા અને શોર બકોર કરતા કેમકે તેઓ કુરાનને જાદુ ધારતા હતા. એક દિવસ હ. રસુલુલ્લાહ (સ.) કાબામાં નમાઝ પઢતા હતા. તેટલામાં અકબા નામના કાફરે અબુ જહલના કહેવાથી ઉંટની હોઝરી લાવીને હઝરતના ગળામા નાંખી અને બધા મળીને મશ્કરી કરવા લાગ્યા. રસુલુલ્લાહ (સ.) ની બેટી ફાતમા (ર.) જે તે વેળા અગિયાર વરસનાં હતાં ઘરમાંથી નીકળ્યાં અને ઓઝરી કાઢી ફેંકી દીધી.

### અબુ લહબની શેતાનીયત

હ. રસુલુલ્લાહ (સ.)નો કાકો અબુ લહબ બધા કરતાં મોટો દુશ્મન હતો. જ્યારે રસુલુલ્લાહ (સ.) ઉપદેશ કરતા અથવા કબીલાવાળામાં તબલીગ કરવા જતા ત્યારે બુમો પાડીને કહેતો કે મોહંમદ (સ.) જુઠો છે. તેની વાત કોઇએ માનવી નહી ઉપદેશ અને તબલીગ વખતે અબુ લહબ હમેશાં સાથ રહેતો. અબુ જેહેલ પણ તેવા પ્રસંગે આવતો અને ધુળ ઉડાડતો હતો.

### હકીમ બિન હઝામ.

હ. રસુલુલ્લાહ (સ.) ના જુના મિત્ર અને હઝરત ખદીજા (ર) ના સંબંધી હતા, લાંબા વખતની મુસાફરીથી પાછા ફર્યા ત્યારે તેઓએ જોયું કે હ. રસુલુલ્લાહ (સ.) કાબાની પાસે જઈ રહ્યા છે અને તેમની પાછળ છોકરા ધુળ ઉડાવી ઘોંઘાટ કરી રહ્યા છે. તેઓએ પુછયું મોહંમદ [સ.] ગાંડા થઇ ગયા છે; હકીમને તેથી ઘણું દુઃખ થયું હકીમ બિન હઝામ હ૦ રસુલુલ્લાહ (સ.) ની પાસે ગયા અને કહ્યું તમે જાણો છો કે હું વૈદ છું અને તમારા ગાંડપણની દવા કરી શકું છું. રસુલુલ્લાહ [સ.] હસ્યા અને તેની તરફ જોઇ કુરાન શરીફની થોડીક આયતો સંભળાવી. હકીમ ધ્રુજવા માંડયો અને કહ્યું મોહંમદ (સ.) ગાંડા નથી અને આ વાતો તો અક્કલ પેદા કરનારી છે. નબુવતનું અગિયારમું વરસ ઉપદેશ અને તબલીગમાં વીત્યું અનેક જાતના જુલમાટ રસુલુલ્લાહ (સ.) અને મુસલમાનોએ સહન કર્યા પણ પોતાના કામથી ડગ્યા નહી. કાફરોમાં ઇસ્લામનો ફેલાવો ઘણો થોડો થતો, મહીનામાં બે ત્રણથી વધારે માણસો મુસલમાન થતા નહી અને સામાન્ય રીતે ગરીબ તથા નબળાજ મુસલમાન થતા.



## નબુવતનું બારમું વરસ.

### મદીનાનો કાફલો.

આ વરસે મદીનાનો એક કાફલો હજ કરવા આવ્યો. મદીનાનું અસલનામ યસરબ હતું. હ. રસુલુલ્લાતે (સ.) હીજરત કરીને ત્યાં ગયા ત્યારથી તેનું નામ મદીના મશહુર થયું. આ વરસે પણ યસરબ (મદીના) વાળાની પાસે પણ ગયા. મદીનામાં બે કબીલા વસતા હતા.

એકનું નામ ઓસ અને બીજાનું ખઝરજ હતું. એ બન્ને વચ્ચે સખત અદાવત હતી. તે બન્ને યહુદીઓને કહેતાં સાંભળતા હતા કે આખર જમાનાનો પયગમ્બર આવનાર છે. યહુદીઓ કહેતા કે તે પયગમ્બર આવશે ત્યારે અમારી અને તમારી તથા બધાની ઉપર દાબ નાંખશે અને તે અમારો પક્ષ કરશે, હ. રસુલુલ્લાહ (સ.) નો ઉપદેશ સાંભળીને મદીનાવાળાએ પરસ્પર કહ્યું—શું યહુદીઓ કહેતા હતા તે જ પયગમ્બર આ હશે. જો તે એજ હોય તો આપણે તેનો પેગામ કબુલ કરી લેવો અને તેને આપણો પક્ષકાર બનાવી લેવો. કેમકે તે યહુદીઓનો પક્ષકાર થઈને આપણને પરાજીત ન કરે અને આપણે તેની મદદથી યહુદીઓને તાબે કરીએ.

## યહુદીઓનો જુલમ.

મદીનામાં યહુદીઓ ઘણા બળવાન હતા અને મદીનાના અરબોને હમેશાં પજવ્યા કરતા. તે એટલે સુધી કે ફતીયુન નામનો યહુદીઓનો એક સરદાર મદીનાની છોકરીઓને અનાચાર માટે ઝુંટવી લેતો અને મદીનાના અરબ લોકો નબળા હોવાથી કશું કરી શકતા નહીં. સને ૧૦ નબવીમાં મદીનાના છ માણસો મુસલમાન પણ થઇ ગયા હતા.

## મુસલમાન થયા

મદીનાવાલાએ એક તો યહુદીઓની બ્હીકથી બીજુ છ મુસલમાનોની સમજાવટથી ત્રીજું કુરાન શરીફ સાંભળીને ઠરાવ કર્યો કે મોહંમદ (સ.) અલ્લાહના પયગમ્બર છે એટલે અમારે મુસલમાન થવું જોઇએ, અને રસુલુલ્લાહ (સ.) ને કહ્યું કે ઇસ્લામનું શિક્ષણ આપવા માટે એક માણસ અમારા શહેરમાં મોકલો. રસુલુલ્લાહ (સ.) એ હઝરત હાશમના પૌત્ર મસઅબ બિન

ઉમેરને, જેઓ સરસ ઉપદેશક અને રસીલા કારી હતા, મદીના મોકલ્યા ત્યાં તેમના ઉપદેશની એટલી બધી અસર થઇ કે જુજ માંણસો સિવાય મદીનાના બધા અરબો મુસલમાન થઇ ગયા. તેમનું જીવન એટલું બધું સુંદર બન્યું કે તેમને જોઇ દરેક માણસ મુસલ-માન થવા લલચાતો હતો.

---

## નબુવતનું તેરમું વર્ષ.

### ૭૨ માણસો

આ વરસે મદીનાના ૭૨ માણસો હજ પ્રસંગે આવ્યા અને તેઓ મનાના અકબા મથકે રસુલુલ્લાહ (સ.) ના હાથ ઉપર મુસલ-માન થયા. ત્યારે હ. રસુલુલ્લાહ (સ.) ની સાથે તેમના કાકા હઝરત અબ્બાસ પણ હતા. તેઓ જો કે મુસલમાન નહોતા થયા પરંતુ તેઓએ મદીના વાળાઓને કહ્યું કે તમારે મુસલમાન થયા પહેલાં સારી રીતે જાણવું જોઇએ કે રસુલુલ્લાહ [સ.] ના હજારો દુશ્મન છે.

### અમે તેમની હીમાયત કરી

હઝરત અબ્બાસ (ર.) એ કહ્યું—અમે મોહંમદ (સ.) ને રસુલ તરીકે નથી કબુલ કર્યો પણ દુશ્મનોના મુકાબલામાં હમેશાં તેમના પક્ષમાં રહ્યા. હવે જો તમે મોહંમદને તમારા શહેરમાં લઇ જવા માગો તો સમજી લેવું કે આખી દુનિયાની દુશ્મનાવટ માથે લેશો. જો દુનિયાના મુકાબલામાં ટકી શકવાની હીમત હોય તો લઈ જાઓ નહી તો એ વિચારજ માંડી વાળો બસ તમે મુસલમાન થયા એજ પુરતું છે.

### અમે તરવારોના ખોળામાં પરવરશ થયા છીએ.

મદીનાવાળાએ હઝરત અબ્બાસને જવાબ આપ્યો કે અમે તરવારોના ખોળામાં પરવરશ થયા છીએ. તમારે ખાત્રી રાખવી કે

જો હ. રસુલુલ્લાહ (સ.) અમારે ત્યાં પધારશે તો અમે અમારૂં સર્વસ્વ કુરબાન કરીશું અને આખી દુનિયાનો મુકાબલો કરી શકીશું કેમકે ખુદા અને તેનો રસુલ અમારી સાથે રહેશે. મદીનાના એક માણસે કહ્યું—યા રસુલુલ્લાહ (સ.) અમે યહુદીઓ, બધા કાફર અરબો અને આખી દુનિયાના કાફરોનો સામનો કરવા તૈયાર છીએ પણ આપણી શકિત વધી જાય ત્યારે આપ અમને મુકીને પાછા મક્કા ચાલ્યા આવશો કે કેમ ? રસુલુલ્લાહ (સ.) એ હસીને કહ્યું તમારૂં લોહી મારૂં લોહી છે, તમે મારા છો હું તમારો છું હું હમેશા તમારી વચ્ચેજ રહીશ.

**બાર નકીબ.**

ફરી રસુલુલ્લાહ [ સ ] એ મદીનાના મુસલમાનોમાંથી બાર માણસો ચુંટયા અને તેમને પોતાના પ્રતીનીધી નીમ્યા કે તમે મદીના જઇને મારી તરફથી ત્યાંના લોકોને મુસલમાન બનાવો એ બાર નકીબો ( પ્રતીનીધીઓ ) એ આખા મદીના શહેરના લોકોને મુસલમાન કર્યા, એટલે ઇસલામીઓને મદીનામાં ઘણું બળ મળ્યું

**કાફરોમાં ઉશ્કેરણી**

મક્કાના કાફરોને ખબર પડી કે મદીનાના બધા માણસો મુસલમાન થઇ ગયા છે ત્યારે તેમનામાં ઘણી ઉશ્કેરણી ફેલાઇ તે બધાએ મળીને સલાહ કરી કે હવે મોહંમદ (સ.) ને કતલ કરી નાંખવા જોઇએ. દરેક કબીલામાંથી એકેક માણસ લેવો અને બધાએ મળીને તેનું ખુન કરવું કે મોહંમદ (સ.)ના ખાનદાન વાળા કોઇ કબીલા પાસે ખુનનો બદલો માંગી શકે નહી.

**હીજરતનો હુકમ**

કાફરોએ ઉપરની સલાહ કરી ત્યારે ખુદા તાલાએ હ. રસુલુલ્લાહ (સ.)ને વહી મારફતે હુકમ કર્યો કે તમે મક્કા મુકીને મદીના

ચાલ્યા જાઓ, પણ તમારાં બાનુ અને બાળકોને મક્કામાં મુકી જાઓ એકલા એકજ માણુસને સાથે લઇને જાઓ. અલ્લાહનો આ હુકમ સાંભળીને હ. રસુલુલ્લાહ [ સ. ] પોતાના મિત્ર હઝરત અબુ-બકરની પાસે ગયા અને અલ્લાહનો હુકમ સંભળાવી કહ્યું તમે મારી સાથે ચાલો, આ વાત સાંભળીને હ. અબુબકર ઘણા ખુશ થયા અને હ. રસુલુલ્લાહ [ સ. ] એ પોતાના સોબતી તરીકે તેમને પસંદ કરવા માટે પાડ માન્યો. હ. અબુબકરનાં બાનુ અને બેટીએ ભાથું તૈયાર કર્યું. છાની તૈયારીઓ કરી જેથી દુશ્મનો મુસાફરીની વાત જાણી શકે નહીં.

### અમાનતો

કાફર લોકોએ અમાનત રાખવા આપેલી વસ્તુઓની હ. રસુલુલ્લાહ ( સ. ) ને વધારે ચિંતા હતી કેમકે જ્યાં કાફરો રસુલુલ્લાહ (સ.) ઉપર જુલમ કરતા ત્યાં પોતાની કીમતી વસ્તુઓ તેમને ત્યાં અનામત તરીકે રાખતા હતા. અને કહેતા હતા કે મોહમંદ ( સ. ) થી વધારે દયાનતદાર માણુસ અમારી કોમમાં કોઇ નથી કે તેની પાસે અમે અનામત મુકીએ.

### હ. અલી ( ર. ) ને હુકમ

હ. રસુલુલ્લાહ ( સ. ) એ હ. અબુબકર [ ર. ] સાથે વાત કર્યા પછી ભાઇ અલી (રઝી.) ને બોલાવી કહ્યું મને હીજરત ( દેશત્યાગ) નો હુકમ થયો છે. મારી પાસે લોકોની ઘણી વસ્તુઓ અનામત પડી છે તે બધી તમારી પાસે રાખો અને રાત્રે મારા બીસ્તર ઉપર સુઇ રહો. કે કાફરોને મારી મુસાફરીની ખબર ન થાય. હઝરત અલી [ રઝી. ] એ કબુલ કર્યું. હઝરત અલીની આ બહાદુરી દરેક માણુસ કબુલ કરે છે કે મોતની દરકાર રાખ્યા વગર રાત્રે રસુલુલ્લાહ (સ.) ના બીસ્તર ઉપર સુઇ રહયા. તેઓ જાણુતા હતા કે દુશમનોએ

રસુલુલ્લાહ (સ.) નું ઘર ઘેરી લીધું છે અને સવાર પડતાં તેઓ ઘરમાં પેસી રસુલુલ્લાહ [સ.] ને કતલ કરવાના છે એટલે જો હું બિસ્તર ઉપર સુઇ રહીશ તો તેઓ મને કતલ કરી નાંખશે.

## હિજરતની રાત.

હ. રસુલુલ્લાહ [ સ. ] મુસાફરીની બધી ગોઠવણ કર્યા પછી રાત્રે ઘરમાં આવીને સુઇ ગયા. આપે જોયું, કે ઘરને ફરતો કાફરોએ પહેરો બેસાડેલો છે. આપ જાણતા હતા કે રાત્રે કોઇના ઘરમાં પેસીને કતલ કરવાનું કામ અરબો ધિક્કારરૂં ગણતા હતા, તેથી રાત્રે તેઓ હુમલો નહીં કરે. અડધી રાત વીત્યા પછી રસુલુલ્લાહ [ સ. ] ઉઠયા. તેઓએ હ. અલી (ર.) ને જગાડયા. છાતી સરસા ચાંપ્યા અને કપાળે ચુંબન કર્યું. ફરી કહ્યું–મારા પલંગ ઉપર સુઇ જાઓ અને મારી ચાદર ઓઢી લ્યો. હું અહીં ખુદાને તમારી સાથે મુકું છું એટલું કહીને ઘરમાંથી બાહર નીકળ્યા આપે બારણાની બાહર નીકળીને જોયું કે કાફરોના મોટા મોટા સરદારો નાગી તરવારો લઇને બેઠા છે. આપે બન્ને હાથ ઉંચા કર્યા અને કાફરો તરફ થોડીકવાર જોતા રહયા. ફરી નમીને બન્ને મુઠીઓમાં માટી ઉપાડી લીધી. એ માટી કાફરો તરફ ફેંકી નચિંત થઇ ચાલવા માંડયું. જે લોકોની અક્કલમાં ચમત્કારની વાત નથી આવતી તેઓ કહે છે કે કાફરો સુઇ ગયા હતા. પણ તેઓ અહીં સુઇ રહેવા નહી પણ એ અગત્યના કામ સારૂ આવ્યા હતા એટલે જાગતા હતા તેથી ખુદાએ ચમત્કાર બતાવ્યો કે હઝરત સલ૦ દુશમનોની વચ્ચેથી ચાલ્યા ગયા અને કોઇ તેમને જોઇ શકયું નહીં. કાફરોએ પોતેજ કહ્યું કે અમે જાગતા હતા પણ તેમને જતા જોયા નહીં.

## હ. અલી (ર.) ઉપર તરવારો ઉપડી.

સવાર પડતાં કાફરો હ. રસુલુલ્લાહ [સ] ના મકાનમાં પેઠા. તેઓએ જોયું કે રસુલુલ્લાહ (સ.) ચાદર ઓઢીને સુઈ રહયા છે. તેમણે તરવારો તાણી લીધી અને બધાએ સામટો હુમલો કરવા હાથ ઉંચકયા. એટલામાં હ. અલી (ર) એ મોઢા ઉપરથી ચાદર ખસેડી જોયું કે ચારે તરફ નાગી તરવારો ઉગામેલી છે. તેઓ હસ્યા અને મોઢું ઢાંકી લીધું. કાફરો હ. અલી (ર.) નો ચહેરો જોઇ વિસ્મીત થયા અને કહ્યું મોહંમદે [સ.] જાદુ કરી પોતાનો ચહેરો બદલી નાંખ્યો છે. એટલું કહીને હ. અલી (ર) એ ઓઢેલી ચાદર તાણી લીધી અને જ્યારે જોયું કે હ. રસુલુલ્લાહ (સ) નથી ત્યારે દાંત કચ કચાવી કહ્યું. બતાવ, મોહમંદ (સ) કયાં છે ? હઝરત અલીએ કહ્યું-તેઓ તો ચાલ્યા ગયા. મક્કાવાળાએ પુછ્યું મોહંમદ(સ.)કયાં ગયા ? હ. અલી (ર.) એ કહ્યું—જ્યાં જવાનું હતું. એથી તેમને ઘણી રીસ ચઢી અને તેઓ હ. અલી (ર.) ને કતલ કરવા ઉશ્કેરાયા. ત્યારે કેટલાક સરદારોએ કહ્યું હ. અલી (રઝી. ) ને કતલ કરવાથી આપણો અર્થ સરવાનો નથી.

### સુરની ગુફા

હ. રસુલુલ્લાહ [સ.] હઝરત અબુબકર [રઝી. ] સાથે નીકળીને સુરની ગુફામાં આવ્યા જે મક્કાની જમણી દીશાએ ત્રણ માઇલ ડુંગરા ઉપર છે આ ડુંગર એક માઇલ ઉંચો છે. અહીંથી સમુદ્રનાં પાણી દેખાય છે, આ ગુફામાં હ. રસુલ્લાહ [સ.]અને હઝરત અબુબકર (સ.) ત્રણ દીવસ સુધી રહ્યા. હઝરત અબુબકર(ર.)ના બેટા અબદુલ્લાહ (ર.) અને તેમનાં બેટી હઝરત અસ્મા [ર] ઘેરથી રાંધીને છુપી રીતે ખાવાનું ગુફાની અંદર પહોંચાડતા હતા, અને હઝરત અબુબકર(ર.)નો ગુલામ બકરાંનું ધણ લાવીને દુધ પાઇ જતો હતો. હઝરત અબુબકર (રઝી.) સાથે હોવાથી ગુફામાં કશી તકલીફ નહતી. રસુલુ-

લ્લાહ (સ.)ની શોધમાં મક્કાના કાફરો ચોગરદમ ફરતા હતા તેઓ સુરની ગુફા પાસે પણ આવ્યા અને ગુફાના મુખડા આગળ આવી પહોંચ્યા. પણ દૈવી ચમત્કારથી ગુફામાં બેઠેલા બે માણુસો તેમને દેખાયા નહી. કુર્આન શરીફમાં લખ્યું છે કે કાફર લોકો ગુફાના મુખડા ઉપર આવ્યા ત્યારે હ. અબુબકર(ર.) ગભરાયા એટલે ખુદાએ ફરમાવ્યું, ખુદા તમારી સાથે છે એટલે બ્હીવાનું નથી. ગેર કોમના ઇતિહાસ લખનારા કહે છે કે આવી ભયાનક સ્થીતીમાં પણ હ. રસુલુલ્લાહ (સ.) કેટલા બધા સંતોષી હતા. મક્કાના કાફરોએ જાહેર કર્યું કે જે રસુલુલ્લાહ (સ.)ને ગિરફતાર કરીને લાવશે તેને ૧૦૦ ઊંટનું ઇનામ આપવામાં આવશે. ઇનામના લોભમાં સુરાકા બિન જાશમ ઘોડે ચઢીને શોધવા નીકળ્યો અને રસુલુલ્લાહ (સ.) ને જતા જોઇ લીધા એટલે ઘોડો દબાવીને પાસે આવ્યો ત્યારે હ. અબુબકરે (સ.) કહ્યું દુશ્મન આવી ગયો છે. રસુલુલ્લાહ (સ.)એ પાછળ જોઇને આંગળીનો ઇશારો કર્યો એટલે સુરાકાનો ઘોડો જમીનમાં ઉતરી ગયો. સુરાકાએ માફી માગી અને પાછા ચાલ્યા જવાનું કબુલ કર્યું ત્યારે હ. રસુલુલ્લાહ [સ.] ના બીજા ઇશારાથી ઘોડો જમીનમાંથી નીકળ્યો અને સુરાકા પાછો ગયો.

## ઈસ્લામની પહેલી મસ્જીદ.

મદીનાથી ત્રણ માઇલ કુબા નામનું એક મથક છે, જ્યાં અનસારનાં કેટલાંક ખાનદાન રહેતાં હતાં.પહેલાં હ.રસુલુલ્લાહ(સ.)અહીં ઉતર્યા એ ખાનદાનવાળાએ હરખભર્યો સત્કાર કર્યો. અને ખુબ મીજબાની આપી. રસુલુલ્લાહ (સ.)એ અહીં એક મસ્જીદ બનાવી જે ઇસ્લામની પહેલ વહેલી મસ્જીદ હતી. રસુલુલ્લાહ (સ.) કુબામાં ૧૪ દીવસ રહ્યા અને મસ્જીદ બંધાઇ રહ્યા પછી મદીના શરીફ ગયા. ૧૪ દીવસના વસવાટ દરમિયાન મદીના અને આજુબાજુના રહેવાસીઓ ટોળાબંધ

આવતા અને આપના શિક્ષણનો લાભ લેતા હતા. હ. રસુલુલ્લાહ (સ.) બન્ને જહાનના બાદશાહ હતા. પણ કુબામાં પહેલી મસ્જીદનું ચણતર શરૂ થયું ત્યારે આપે પોતે મજુર તરીકે કામ કર્યું. ભારે વજનદાર પથરા પોતાના ખભે ઉચકીને લાવતા અને દીવાલ ચણતા હતા. અનસાર જો કે આપને મહેનત નહી કરવાનું કહેતા છતાં પણ આપ કામમાં લાગેલાજ રહેતા. મજુરોમાં અબદુલ્લા બિન રવાહા નામનો એક શાયર (કવિ) પણ હતો. તે થાક ઉતારવા માટે પોતાની કવીતાઓ ગાતો હતો. ત્યારે બીજા સહાબીયો પણ તેના સાદમાં સાદ મેળવતા હતા. રસુલુલ્લાહ (સ.) પણ કડીના છેલ્લા શબ્દમાં પોતાનો સાદ મેળવતા. આવી રીતે હ. રસુલુલ્લાહ (સ.) અનસારના થઇ ગયા હતા અને અનસારને પોતાના બનાવી લીધા હતા. આ પ્રસંગ ઉપર રચેલી અબદુલ્લા બિન રવાહાની બેત નીચે પ્રમાણે છે. "તે સફળ છે જે મસ્જીદ બાંધે છે અને ઉઠતાં બેસતાં કુર્આન પઢે છે, તથા રાત્રે ઉજાગરો કરે છે." ગાવાથી મહેનતમાં થાક લાગતી નથી.

---

# હિજરતનું પહેલું વરસ.

## હિજરી સને

૯૦ રસુલુલ્લાહ (સ.) કુબામાં દાખલ થયા ત્યારથી હીજરી સને ગણવામાં આવે છે. તા. ૮ મી રબીઉલ અવ્વલ સને ૧૩ નબવી [ ઇસવી તા. ૨૦ મી સપટેમ્બર સને ૬૨૨ ] અને જુમેરાત ( ગુરૂવાર )ના દીવસે આપ કુબામાં દાખલ થયા હતા. રસુલુલ્લાહ (સ.)ની ઉમર ત્યારે પુરા ૫૩ વર્ષની થઇ હતી અને નબુવતને પુરાં ૧૩ વરસ થયાં હતાં.

### હ૦ અલી (ર.) આવ્યા.

રસુલુલ્લાહ (સ.) કુબામાંજ હતા કે હઝરત અલી (ર.) મક્કાવાળાની અમાનતો તેમના માલીકોને સોંપી મદીના આવી ગયા. હ. અલી (ર.) પેદલ આવવાથી ઘણા થાકી ગયા હતા, પગમાં ફોલ્લા પડયા હતા. થાકીને લોથ થઈ જવાથી કુબાની પાસે બેસી ગયા આગળ ન ચાલી શકયા.

### રસુલુલ્લાહ (સ.) એ ફોલ્લા જોયા.

હ. રસુલુલ્લાહ (સ.)ને ખબર પડી કે હ. અલી (ર.) આવ્યા છે અને થાકીને લોથ થઇ ગયા છે ત્યારે તરતજ હઝરત પોતે તેમની પાસે ગયા અને છાતી સરસા ચાંપ્યા. હઝરત અલી (ર.) ના પગમાં ફોલ્લા પડી ગયેલા જોઇ આંખ્યોમાં આંસુ ભરાઇ આવ્યાં અને ફોલ્લા ઉપર ચુંબન લીધું. ફરી ફરમાવ્યું—અબુબકરે [ર.] અને તમે ખુદાના રસ્તામાં મારી સાથે બાઈબંધીનો હક અદા કર્યો છે. તારા ફોલ્લાને એટલા સારૂ ચુંબન કરૂં છું કે ખુદાના રસ્તાનાં કષ્ટ તને રાહત જણાય અને તારી પછી જે આવનારા છે તે પણ રસ્તાની તકલીફોને રાહત ગણે. આ વાતો કરતાં હ. રસુલુલ્લાહ (સ.) ની આંખોમાં આંસુ આવી ગયાં.

### સવારી મદીને ચાલી.

૧૪ દીવસ પછી હ. રસુલુલ્લાહ ( સ. ) ની સવારી મદીનામાં દાખલ થઇ. આખો રસ્તો, ગલીઓ અને ઘરો ઉપર માણસોની મેદની જામી હતી અને અનસારની કન્યાઓ દફ વગાડીને આવકાર આપનારાં ગીત ગાતી હતી. અત્યાર સુધી મદીનામાં કોઈ પણ માણસનો આવો શાનદાર સત્કાર થયો નહોતો. દરેક નાનો મોટો માણસ આનંદમાં હર્ષઘેલો દેખાતો હતો. હ. રસુલુલ્લાહ (સ.) ની

સાંઢણી મદીનામાં દાખલ થઇ ત્યારે ચોગરદમથી સ્ત્રીઓ અરબીમાં ગાઈ રહી હતી કેઃ—"પર્વતની ગુફાઓમાંથી ચંદ્રમા નીકળી આવ્યો છે. અમારે ખુદાનો પાડ માનવો જોઈએ. અમે નજાર ખાનદાનની બેટીઓ છીએ. મોહમ્મદ ( સ. ) કેવા સરસ પાડોશી મળ્યા છે." દફ વગાડતી અને એ ગીત ગાતી હતી.

## મારે ત્યાં ઉતારો

સાંઢણી ઉપર અસ્વાર થયેલા હ. રસુલુલ્લાહ (સ.) મદીનામાં જઇ રહ્યા હતા. ટોળાબંધ લોકો આવતા અને હાથ બાંધીને અરજ કરતાઃ—હજુર મારે ત્યાં પધારો. દરેક અનસારીની ઇચ્છા હતી કે રસુલુલ્લાહ (સ.) મારા પરોણા થાય. પણ રસુલુલ્લાહ ( સ. ) કહેતા કે ખુદાના હુકમથી મારી સાંઢણી જ્યાં બેસી જશે ત્યાં હું પરોણા તરીકે રહીશ.

## ૯૦ ઐયુબની કીસ્મત.

અંતે સાંઢણી હઝરત અબુ ઐયુબ અનસારીના ઘર આગળ આવીને બેસી ગઇ. મદીનાના લોકોને હઝરત અબુ ઐયુબ અનસારીની નસીબદારીની ઇર્ષા થવા માંડી. હ. અબુ ઐયુબ, રસુલુલ્લાહ ( સ. )ના દાદા હ. અબ્દુલ મુત્તલિબના મામાના ખાનદાનમાં હતા. એટલે હ. રસુલુલ્લાહ (સ.) ની સાંઢણી એવી જગ્યાએ જઇને બેઠી જ્યાં રસુલુલ્લાહ (સ.)નો સગપણનો સંબંધ પણ હતો.

## હુજરાઓનું બાંધકામ.

હઝરત રસુલુલ્લાહ (સ.) હ. ઐયુબ અનસારીને ત્યાં સાત મહીના રહયા તે દરમિયાન મસ્જીદે નબવી અને તેની આજુ બાજુના હુજરાઓ તૈયાર થઇ ગયા ત્યારે હ. રસુલુલ્લાહ (સ.) તે હુજરાઓમાં રહેવા ગયા. આ હુજરાઓ કાચી બાંધણીના હતા. છાપરા ઉપર

ખજુરીનાં પાંદડાં છાયાં હતાં. રસુલુલ્લાહ (સ.) પોતે મસ્જીદ અને હુજરાઓ બાંધવામાં મજુરોની માફક કામ કરતા હતા.

**મજુરોનું ગૌરવ ગીત.**

મસ્જીદે નબવીના બાંધકામમાં જ્યારે રસુલુલ્લાહ [ સ. ] મજુરોનાં કપડાં પહેરીને કામ કરતા ત્યારે સહાબા એક રસીલું ગૌરવ ગીત ગાતા અને રસુલુલ્લાહ (સ) પણ તેમની સાથે જોડાતા ગીત એવું હતું—" હે ખુદા, ફળ માત્ર પરલોકની સફળતા છે. હે ખુદા મુહાજરીન અને અનસારને માફ કર. " રસુલુલ્લાહ [ સ. ] ઘણે ભાગે પોતાનું કામ પોતેજ કરતા હતા.

**બાલબચ્ચાંઓ લાવ્યાં.**

હુજરા તૈયાર થયા પછી હ. રસુલુલ્લાહ ( સ. ) એ મક્કા શરીફથી બાલ બચ્ચાં બોલાવી લીધાં. હ. રૂકૈયા પોતાના પતિ હ. ઉસમાન સાથે હબશાનમાં હતાં અને હઝરત ઝેનબના પતિ મુસલમાન નહોતા તેથી તેમને ન મોકલ્યાં. ફકત હઝરત ફાતમા ઝોહરા[ર.] તથા હઝરત બીબી સુદા. (ર.) અને હઝરત બીબી આયશાા. (ર.) મક્કાથી મદીના આવ્યાં.

**સુફાનું બાંધકામ.**

મસ્જીદે નવબીમાં એક ચોતરો બનાવવામાં આવ્યો અને તેની ઉપર છાપરૂં પણ છાવામાં આવ્યું અને એનું નામ સુફા રાખવામાં આવ્યું. જે લોકો હ. રસુલુલ્લાહ (સ.) પાસે શિક્ષણ લેવા આવતા તે લોકો તેમાં રહેતા હતા. તેમનું કોઇ ઘર ન હતું તેથી રાત દિવસ ત્યાંજ રહેતા. સાધુજનો માટે સુફીનો શબ્દ એજ સુફા ઉપરથી લેવામાં આવ્યો છે. હઝરત રસુલુલ્લાહ (સ.) એ મસ્જીદની પાસે પોતાના રહેવા માટે બાંધેલા હુજરાઓ સાત સાત હાથ પહોળા અને દસ દસ હાથ

લાંબા હતા અને છાપરૂં એટલું ઉંચું હતું કે આદમી ઉભો રહીને હાથ ઉંચો કરે તો છાપરાને ઝાલી શકે. બારણાને કમાડ નહોતાં અંધારામાં રહેતા હતા. હઝરત રસુલુલ્લાહ (સ.) અને તેમનાં બાલબચ્ચાનું ગુજરાન એવી રીતે થતું કે હઝરત સાઅદ બિન અબાદા (ર.) સાઅદ બિન મઝાર (ર,) અમારા બિન હઝમ (ર.) અને અબુએયુબ [ર.] વગેરે દોલતમંદ અનસારી આપને ત્યાં કદી દુધ અને કદી ખાવાનું મોકલતા હતા. અને કદી કોઇને ત્યાંથી ન આવતું ત્યારે હઝરત લાંઘણ કરી લેતા એવી રીતે ગુજરાન ચાલતું.

### અઝાનનો કાયદો

હ. રસુલુલ્લાહ (સ.)ની ઇચ્છા હતી કે નમાઝ માટે લોકો વખતસર આવી જાય અને નમાઝ પડી જાય એવી ગોઠવણ કરવી. કોઇએ કહ્યું શરમાઇ વગાડવી, કોઇએ કહ્યું ઘંટ વગાડવા હઝરત અબદુલ્લા બિન ઝેદ (ર.) અને હઝરત ઉમરે (ર.) અઝાન કહેવાની તજવીજ બતાવી અને છેવટે તે તજવીજ મંજુર થઈ અને અઝાન દેવા માટે હઝરત બિલાલને નીમવામાં આવ્યા.

### ભાઈચારો

જે લોકોએ હ. રસુલુલ્લાહ (સ) ની અને ઇસ્લામની મહોબ્બતમાં મક્કાથી હીજરત કરી હતી તેમને મુહાજરીન કહેતા હતા. અત્યાર સુધી એવા ૪૫ માણુસ હતા. જે લોકોએ હ. રસુલુલ્લાહે (સ) ને રાખ્યા તે લોકોને અનસાર કહે છે. હ. રસુલુલ્લાહ (સ) એ અનસાર અને મુહાજરીનને ભેગા કરી ભાઈચારો કાયમ કર્યો એટલે એક એક મુહાજીર અને એક એક અનસારને ભાઇ બનાવ્યા અનસાર મુહાજરીનના ભાઈ થયા ત્યારે તેઓએ પોતાનો બધો માલ અને મીલકતો અડધી અડધી વ્હેંચીને મુહાજીરીનને આપી.

એક અનસારીએ તો પોતાની બે સ્ત્રીઓમાંની એક સ્ત્રીને તલાક દઇ પોતાના મુહાજીર ભાઇને આપવાની ઇચ્છા બતાવી પણ તેઓએ ઉપકાર સાથે ના પાડી. આ લોકો પરસ્પર સગા ભાઇ કરતાં પણ વધારે હેત રાખતા અને પ્રેમમાં ઓતપ્રોત થઈ ગયા હતા.

### મુહાજરીનનો વેપાર.

થોડા દીવસ પછી હઝરત અબુબકર (ર.) હઝરત ઉસમાન [ર.] અને હઝરત ઉમર (ર.) વગેરે મુહાજરીને મદીનામાં વેપાર કરવા માંડયો અને થોડાજ દીવસમાં એટલી કમાણી કરી લીધી કે અનસારે આપેલી બધી વસ્તુઓ પાછી ફેરવી દીધી છતાં અનસાર બરાબર ગરીબ મુહાજીરીનની ખીદમત અને મદદ કરતા રહ્યા.

### યહુદીઓ સાથે કરાર.

મદીનાની આજુબાજુ મોટી સંખ્યામાં વસ્તા યહુદી લોકો ઘણા દોલતમંદ અને બળવાન હતા અને અનસાર લોકોને પરસ્પર લડાવી રહ્યા હતા. હઝરત રસુલુલ્લાહ (સ.) મદીનામાં આવ્યા ત્યારે આપે યહુદીઓ અને અનસારીયોને ભેગા કરી તેમની વચ્ચે એક કરારનામું કરાવી આપ્યું.

---

## હિજરતનું બીજું વરસ.

### કિબલો બદલાયો.

પહેલાં રસુલુલ્લાહ (સ.) બયતુલ મુકદ્દસ તરફ નમાઝ પઢતા હતા પણ સને ૨ હીજરીમાં વહી આવી કે કાબા તરફ મ્હોં કરીને નમાઝ પઢો. એટલે સને ૨ હીજરીથી બધા મુસલમાનોનો કીબલો કાબા ઠર્યો. એ વાતથી યહુદીઓ ઘણા નારાજ થયા કેમકે તેમને

અભિમાન હતું કે હઝરત રસુલુલ્લાહ ( સ. ) અમારા કિબ્લા તરફ સિજદા કરે છે. મદીનામાં અબદુલ્લા બિન અબઇ નામના એક સરદારને અનસારના લોકો પોતાનો બાદશાહ બનાવનાર હતા તેના માટે તાજ પણ તૈયાર કરવામાં આવ્યો હતો પણ હ. રસુલુલ્લાહ (સ.) મદીનામાં પધાર્યા તેથી તેની તાજપોશી અટકી અને બધા અનસાર હઝરત રસુલુલ્લાહ (સ.) તરફ દોરાયાથી અબદુલ્લા બિન અબઇ રસુલુલ્લાહ (સ.)નો સખત દુશમન થઈ ગયો.

## મક્કાનો ભયાનક પત્ર.

મકકાના કાફરોએ અબદુલ્લા બિન અબઇને એક ભયંકર પત્ર લખ્યો કે તમે મોહંમદ (સ) ને રક્ષણ આપ્યું છે. ખુદાના સોગન ખાઈ, અમે તમને લખીએ છીએ કે તમારે તેને કતલ કરી નાંખવો અથવા મદીનાથી કાઢી મુકવો નહી તો અમે તમારા ઉપર ચઢાઇ કરીશું અને તમારી સ્ત્રીઓને બાંદીઓ બનાવીશું. આ કાગળની મદીનામાં ઘણી ચર્ચા થઈ.

## સુલેહની કોશીષ.

હઝરત રસુલુલ્લાહ (સ) ને એ કાગળની ખબર થઇ અને તેઓએ જાણ્યું કે અબદુલ્લા બીન અબઇ રસુલુલ્લાહ [સ] અને મુહાજરીનને કતલ કરવાની ગોઠવણ કરી રહયો છે ત્યારે પોતે તેની પાસે ગયા અને શાખામણ આપી છેવટે સુલેહ થઇ છતાં પણ પ્રસંગ મળે તો રસુલુલ્લાહ [સ] ને કતલ કરવાની છાની ગોઠવણો કરતા રહ્યા.

## મુસલમાનોનો જોશ.

એક દીવસ એક રસ્તા ઉપરથી હઝરત રસુલુલ્લાહ (સ. ) જતા

હતા તેની ધુળ ઉડીને ઇબ્ને અબઇના ચહેરા ઉપર પડી તેથી તિરસ્કાર બતાવતાં તેણે કહ્યું ધુળ ન ઉડાવો. અને કહ્યું કે— મોહંમદ ! મારી પાસે ઇસ્લામની વાતો કરવા ન આવે. જે તમારી પાસે આવે તેને સંભળાવો. આ તિરસ્કારથી મુસલમાનોને ઘણો જોશ ચઢયો.

**ધીરજ એ મારૂં કામ છે.**

હઝરત રસુલુલ્લાહ (સ.) એ મુહાજરીન અને અનસારને કહ્યું-- અને ખબર છે કે ઇબ્ને અબઇ અને યહુદીઓ મકકાવાળા સાથે મળી જઈ મારી અને તમારી ઉપર હુમલો કરવા ધારે છે. પણ ખુદાની તરફથી હુકમ ન મળે ત્યાં સુધી હું તેમની સામે તરવાર ઉપાડવા માગતો નથી અને તેર વરસથી ધીરજ ધરતો આવ્યો છું તેવી જ ધીરજ રાખીશ અને તમારે પણ ધીરજ રાખવી જોઇએ.

**કતલનું કાવતરં.**

મકકાના કાફરોએ ઈબ્ને અબઈને ફરી કાગળ લખ્યો અને યહુદીઓને લખ્યું કે જો તમે મોહંમદને કતલ કરો તો અમે તમને ઘણો મોટો બદલો આપીશું. આ વાતની મુસલમાનોને ખબર પડતાં હ. રસુલુલ્લાહ (સ.) એ સલામતીની ગોઠવણ કરી. હ૦ રસુલુલ્લાહ (સ) પોતે પણ જોખમભરી રાત્રે આખી રાત ઉજાગરો કરતા હતા. અને મોટા મોટા બહાદુર માણસો આપના દરવાજા ઉપર પહેરો ભરતા હતા.

**રાત્રે આવવું નહીં.**

એક સહાબી માંદા પડયા અને મરણ ઘડી આવી ત્યારે તેઓએ વસીઅત કરી કે રસુલુલ્લાહ (સ.) રાત્રે મારી મૈયત ઉપર ન આવે કેમકે દુશમન તેમનો જીવ લેવાની ફીકરમાં છે. મારા જેવા હજારો તેમની ઉપર કુરબાન થાય, મારા સારૂ તેઓએ ભયમાં ઉતરવું નહી. મતલબ કે ચારે તરફના અધર્મી અને યહુદીઓ રસુલુલ્લાહ (સ.)

નું લોહી રેડવા તલપી રહ્યા હતા. છેવટ અલ્લાહતાલાએ વહી મારફતે રસુલુલ્લાહ [સ.] અને મુસલમાનો તરફ હુકમ મોકલ્યો "તે લોકો સાથે અલ્લાહ સારૂ લડાઇ કરો જેઓ તમારી સાથે લડે જે અને લડાઇ કરવા માગે છે" આ હુકમ સાંભળીને હ૦ રસુલુલ્લાહ (સ.) એ પણ પોતાનો અને મુસલમાનોનો બચાવ કરવાની ગોઠવણો કરવા માંડી

## પહેરેગીર વોલંટીયર

હ. રસુલુલ્લાહ [સ.] ને ખુદાનો હુકમ મળ્યા પછી મુસલમાન વોલંટીયરોની ટુકડીઓ ઉભી કરી અને એકેક સરદારના વડપણ તળે દુશમનોની ગોઠવણો જોવા મદીનાની આસપાસ મોકલ્યા અને મદીનાના રક્ષણનું કામ પણ તેમને સોંપ્યું. એ ટુકડીઓને દુશમનોના જાસુસો કે લશ્કરી ટુકડીઓ મળતી તેમની સાથે ઝપાઝપી પણ થઈ જતી.

## અબવા વુદ્દાનની મુલાકાત.

માહે સફર સને ૨ હીજરીમાં હ. રસુલુલ્લાહ (સ) સાઠ મુહાજરીન સાથે પોતાનાં માતુશ્રીના મઝાર ઉપર અબવામાં ગયા, તેને વુદ્દાન પણ કહે છે. થોડા દીવસ અહીં રહીને બનુ દમરા નામના કબીલાવાળા સાથે સુલેહના કરાર કર્યા. એવી રીતે બીજા પણ જુદા જુદા મથકે સુલેહ કરી શાંતી સ્થાપવા માટે માણસો મોકલ્યા.

## કરઝ ફહરીનો હુમલો

આ મુસાફરીના એક મહીના પછી મક્કાના એક મશહુર સરદાર કરઝ બિન જાબિર ફહરીએ મદીના ઉપર ચડાઇ કરી અને રસુલુલ્લાહ (સ) નાં ઢોર લુંટી લીધાં. હ૦ રસુલુલ્લાહ [સ.] ના પહેરેગીરોએ પુંઠ પકડી પણ તે બચી ગયો. એ પછી મકકાવાળાએ મદીના ઉપર ચઢાઈ કરવાની તૈયારી કરવા માંડી.

## ઇબ્ને હદ્દરમીનું ખુન

રજબ સને ૨ હીજરીમાં હઝરત રસુલુલ્લાહ (સ.) એ અબ્દુલ્લા બિન હજશને બાર માણસો સાથે મક્કાના કાફરો તરફથી થતી લશ્કરી ગોઠવણોની તપાસ કરવા મોકલ્યા. રસ્તામાં મક્કાના વેપારીઓનો કાફલો મળ્યો. અબ્દુલ્લાએ તેની ઉપર હુમલો કર્યો અને કાફલાનો સરદાર ઉમર બિન હદ્દરમી માર્યો ગયો. અબ્દુલ્લા બે માણસોને કેદ કરી માલમતા સાથે મદીને પાછો આવ્યો.

## હ. રસુલુલ્લાહ ( સ. ) ની ખફગી

અબ્દુલ્લા માલ લઇને હઝરત રસુલુલ્લાહ (સ.) ની પાસે આવ્યો ત્યારે આપ બહુ નારાજ થયા અને કહ્યું—તમે કાફલો શા માટે લુટયો અને નિરપરાધીઓને કેમ માર્યા ? મેં તમને દુશમનોની હીલચાલ તપાસવા મોકલ્યા હતા, કાફલો લુંટવા કે માણસોનું ખુન કરવા મોકલ્યા નહતા. અબ્દુલ્લાહ ઘણા શરમીંદા થયા પણ જે થવાનું હતું તે થઇ ગયું. મક્કામાં ઈબ્ને હદ્દરમીના ખુનની ખબર પડતાં ત્યાંના કાફરો ભારે ઉશકેરાઇ ગયા. અને પુરી તૈયારી સાથે મદીના ઉપર હુમલો લઇ જવાનો ઠરાવ કર્યો. પહેલાં મદીનાના યહુદીઓ અને ઇબ્ને અબઈ વગેરે અધર્મીઓને તૈયાર રહેવા લખ્યું કે લડાઇ પ્રસંગે તેઓ મક્કાવાળાની મદદ કરે. સને ૨ હીજરીના રમઝાન માસમાં રસુલુલ્લાહ (સ.)ને ખબર મળી કે અબુ સુફીયાન શામદેશમાંથી વેપારીઓના કાફલા સાથે લડાઇનો ઘણો સરંજામ લઇને આવે છે એ સરંજામ મદીના પર હુમલો કરવા માટે જાય છે તેથી એ જંગી સરંજામ મક્કા નહી જવા દેતાં રસ્તામાં અટકાવી રાખવાની યુક્તિ રસુલુલ્લાહ (સ.) એ શોધી કાઢી.

## જંગી મશવીરત

હઝરત રસુલુલ્લાહ [ સ. ] એ બધા મુહાજરીન અને અનસારને ભેગા કરી મશવરત કરી અને કહ્યું—મક્કાવાળા આપણી ઉપર ચઢાઈ લાવવાની તૈયારીઓ કરી રહ્યા છે. તેઓએ શામદેશથી લડાઇનો ઘણો સરંજામ મંગાવ્યો છે અબુ સુફિયાન એ સરંજામ લઇને વેપારી કાફલા સાથે મક્કા જાય છે, જો આપણે આગળ વધીને એ સરંજામ અટકાવીશું તો દુશમનોનું બળ ઘટી જશે.

## હુમલાનો ઠરાવ

બધા મુહાજરીન અને અનસારે એકમતે ઠરાવ કરી કહ્યું. લડાઇનો સરંજામ અટકાવવા આપણે અવશ્ય જવું જોઇએ, નહીં તો દુશમનો સંપુર્ણ થઇને આવશે ત્યારે મામલો ઘણો મુશકેલ થઈ જશે. અનસારની ગર્વ ભરી વાતો ઘણી જુસ્સાદાર હતી, એ સાંભળીને રસુલુલ્લાહ [સ.] એ તૈયાર થવા કહ્યું. આ ચઢાઇ માટે મદીનાના ૩૧૩ મુસલમાનો તૈયાર થયા. જેમાં ૬૦ મુહાજીર અને બાકીના અનસાર હતા. વેપારી કાફલામાંથી ફક્ત લડાઇનો જ સામાન અટકાવવાનો હતો અને કોઈ મોટી લડાઈ લડવાની નહતી. તેથી મદીનાના બીજા મુસલમાનોની જરૂર નહતી. તા. ૧૨ મી રમજાન અને ૨ હીજરીમાં આ ૩૧૩ માણસો રવાના થયા.

## મક્કાની ફોજ.

મક્કામાં ખબર પહોંચી કે રસુલુલ્લાહ ( સ. ) આપણો લડાઇનો સરંજામ રસ્તામાં અટકાવવા માગે છે એટલે તેઓ ૧૦૦૦ માણસો સાથે મદીના ઉપર ચઢાઇ કરવા નીકળ્યા જેમાં મક્કાના બધા મોટા મોટા સરદારો હતા, રસુલુલ્લાહ [સ.] ના કાકા હઝરત અબ્બાસ અને બીબી ઝેનબના પતિ એટલે રસુલુલ્લાહ ( સ. ) ના જમાઇ પણ હતા અને લડાઇનો સંપુર્ણ સામાન સરંજામ તેમની પાસે હતો.

### જંગે બદર.

હ૦ રસુલુલ્લાહ (સ.) બદર નામના ગામડામાં પહોંચ્યા જ્યાં દર વરસે મેળો ભરાતો હતો. બદર ગામ મદીનાથી ૮૦ માઇલ હતું. ત્યાં ગયા પછી ખબર મળી કે અબુ સુફીયાન કાફલા સાથે પોતાનો સામાન સલામત લઇને નીકળી ગયો છે પણ મક્કાથી ૧૦૦૦ માણસોની ફોજ લડવા માટે આવે છે અને બદરની પાસે આવી પહોંચી છે.

### મશવરો અને તૈયારી.

હ. રસુલુલ્લાહ (સ) એ બધા સોબતીઓને ભેગા કરી ફરમાવ્યું-આપણે લડાઇ માટે નહી પણ બચાવની ગોઠવણ કરવા માટે આવ્યા હતા, તેથી આપણી સાથે વધારે માણસો નથી આવ્યા. પણ અહીયાં ખબર પડી છે કે ૧૦૦૦ સીપાહોનું લશ્કર પુરી ગોઠવણો સાથે આવી પહોંચ્યું છે તેની સાથે આપણે લડાઈ કરવી કે પાછા મદીના જવું ?

### અમે મુસાની કોમ નથી.

હ૦ રસુલુલ્લાહ (સ) ના ગોઠીયાઓએ કહ્યું—અમે મુસાની કોમ નથી જેઓએ જોખમ ભર્યા વખતે કહ્યું હતું કે જાઓ તમે અને તમારો ખુદા લડાઈ કરો અમે તો અહી બેઠા છીએ, યા રસુલુલ્લાહ ! અમે બધા આપની ઉપર કુરબાન થઇ જઈશું. દુશ્મનો વધારે હોય તેની ચિંતા નથી અમે પાછા નહી જતાં અહીંજ લડાઇ કરીશું.

### દુશમનમાં ભંગાણ.

દુશમનની ફોજ જો કે ઘણી વધારે હતી પણ તેમનાં મન ભાંગેલાં હતાં અને તેમની વચ્ચે પક્ષાપક્ષી ને વિરોધ પણ હતો. કોઇ કહેતો કે ઇબ્ને હદરમીના ખુનનું વેર વાળવા હુમલો કરવો જોઇએ ત્યારે કોઈ કહેતો કે આપણો કાફલો સલામત નીકળી ગયો છે

એટલે લડાઇની જરૂર નથી. પણ અબુ જહલ લડાઈની ઉશ્કેરણી કર્યા કરતો એટલે બધા કાફરોએ લડાઇનો ઠરાવ કર્યો.

**લડાઈ.**

બન્ને તરફનું લશ્કર સામસામી હારો બાંધીને ઉભું થયું ત્યારે ઇબ્ને હદરમીનો ભાઇ મેદાનમાં આવ્યો અને હઝરત ઉમરના ગુલામે તેને ભોંય ભેગો કર્યો. તે પછી ફોજનો સેનાપતી અતબા પોતાના ભાઈ અને બેટા સાથે મેદાનમાં ઉતર્યો. અતબાની છાતી ઉપર બગલાનાં પર હતાં. તેમની સાથે લડવા ત્રણ અનસારી જવાન આગળ આવ્યા. અતબાએ મેદાનમાંથી કહ્યું—મોહમદ અમે મદીનાવાળા સાથે નહી લડીએ, અમારી સામે અમારા ખાનદાનના ભાઇઓનેજ મોકલો. એ સાંભળીને હઝરત રસુલુલ્લાહ [સ] એ હમઝા (ર.) અલી [ર.] અને ઉબયદા [ર.] ને મોકલ્યા અને અનસારને પાછા બોલાવતાં કહ્યું—"એ લોકો માગે તેમને મોકલો."

**ત્રણે સરદાર મરાણા.**

હઝરત હમઝાનો અતબા સાથે, અને અતબાનો બેટો વલીદ હઝરત અલી (ર.) સાથે લડાઈમાં ઉતર્યો. હઝરત હમઝા (ર.) એ અતબા અને હઝરત અલી (ર.) એ વલીદને મારી નાંખ્યો, પણ અતબાના ભાઇ શીબાએ હઝરત ઉબેદાને ઘાયલ કર્યા એટલે હઝરત અલીએ શીબાને તરવારનો એક એવો હાથ માર્યો કે બે કકડા થઈ જમીનપર પડયો.

**અબુ જહલની કતલ.**

અબુ જહલ હઝરત રસુલુલ્લાહ (સ.) નો સૌથી મોટો દુશમન હતો. અનસારના બે યુવકો મઉઝ અને મઆઝ તેની શોધમાં હતા. સંજોગ વશાદ તે બન્ને અબુજહલ પાસે જઈ પહોંચ્યા અને તેને કતલ

કરી નાંખ્યો. અબુજહલના બેટા અકરમાએ મઆઝ ઉપર હુમલો કરી એક હાથ કાપી નાંખ્યો. પણ એ બંને ઘણા આનંદી હતા કેમકે તેઓએ મોટામાં મોટા દુશમનને કતલ કર્યો હતો.

**અબદુલ્લા ઇબ્ને મસઉદ (ર.)**

મઆઝ અને મઉઝ અબુજહલને મરી ગયેલો ધારી ચાલ્યા આવ્યા પણ પાછળથી અબદુલ્લા બિન મસ્ઉદ અબુ જહલની પાસે પહોંચ્યા ત્યારે તે જીવતો જણાયો. ઇબ્ને મસઉદે અબુ જહલનું માથું છુટું કરવા તરવાર ઉગામી ત્યારે તેણે કહ્યું—ઓ બકરાં ચાર-નાર મારૂં માથું છાતી આગળથી કાપી નાખ કે મારૂં માથું શાન-દાર દેખાય. પણ ઇબ્ને સઉદે તેનું માથું ગળામાંથી કાપી નાંખ્યું.

**ફરિશ્તાની ફોજ**

આ લડાઇમાં ખુદા તાલાએ મુસલમાનોનાં મન રાખવા માટે ફરિસ્તાની ફોજ પણ મોકલી હતી જેઓ લીલી પાઘડીઓ બાંધેલા અસ્વારોના રૂપમાં મુસલમાનોની સાથે દેખાતા હતા. કેમકે મુસ-લમાનો ગણત્રીમાં ઘણા થોડા હતા અને કાફરો ઘણા વધારે હતા. ફરિશતાઓને જોઇને મુસલમાનોની હિમ્મત ઘણી વધી ગઇ હતી.

**મરાયા અને પકડાયા.**

૩૧૩ મુસલમાનોએ ૧૦૦૦ કાફરોને હરાવ્યા તેમના બધા સરદાર મરાયા કે કેદ પકડાયા. મુસલમાનોની આ પહેલી લડાઇએ કેટલેક અંશે કાફરોની હિમ્મત તોડી નાંખી. કેમકે આ લડાઇમાં અબુલહબ વગર મક્કાના બધા મોટા અને આગેવાન સરદારો માર્યા ગયા કે કેદ થયા હતા, જેમાં સૌથી અગ્રેસર અબુજહલ હતો.

**શરૂઆત કોણે કરી.**

હઝરત રસુલુલ્લાહ (સ.) ને ખુદાએ કુરાન શરીફમાં એવો હુકમ

આપ્યો હતો કે "તમારી સાથે લડાઈ કરે તેમની સાથે તમારે લડવું અને તમારે શરૂઆત કરવી નહી." એટલે હઝરત રસુલુલ્લાહ (સ.) અને મુસલમાનોને પોતાનો બચાવ કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો. તેથી હ. રસુલુલ્લાહ [સ.] અને મુસલમાનો કદી પણ પહેલાં લડાઇમાં ઉતર્યા નહી, તેઓ હંમેશાં પોતાનો બચાવ કરવાજ લડયા છે.

**મદીના પહોંચેલા કેદીઓ.**

કેદી લોકો મદીનામાં દાખલ થયા ત્યારે તેમના હાથ બાંધેલા હતા. કેદીઓમાં રસુલુલ્લાહ (સ.) ના કાકા અને જમાઇ પણ હતા. અબ્બાસને સખત રીતે બાંધવામાં આવ્યા હતા અને તેઓ હાય હાય કરતા હતા. કેદીઓનું દુઃખ જોઇને રસુલુલ્લાહ (સ.) બેચેન થઈ ગયા અને રાત્રે તેમની પાસે જઇને દોરડાની ગાંઠો ઢીલી કરી દીધી,

**કેદીઓ છોડી મુકયા.**

થોડા દીવસ કેદમાં રાખીને બધા માણસોને દંડ લઇ છોડી મુકયા, કેદના દીવસોમાં કેદીઓના ખાવા પીવા અને આરામની સરસ ગોઠવણ કરી આપી હતી, રસુલુલ્લાહ (સ) અને મુસલમાનોના આ સારા વ્યવહારની કેદીઓ ઉપર ઊંડી છાપ પડી અને તેમના અંતરમાં ઇસ્લામની સચ્ચાઇની સરસ અસર થઈ.

**હ૦ રસુલુલ્લાહ (સ.) રડયા.**

હ. રસુલુલ્લાહ (સ.) ના જમાઇએ પોતાના દંડના બદલામાં પોતાનાં બાનુની હાંસડી રજુ કરી ત્યારે રસુલુલ્લાહ (સ.) રડી પડયા અને કહયું-આતો ઝેનબની મા ખદીજાએ દેજદાનમાં આપી હતી. સહાબાએ અરજ કરી અમે એ હાંસડી પાછી આપીએ છીએ. હ. રસુલુલ્લાહ [સ.] એ ફરમાવ્યું હું જમાઇને કદી છુટ આપવા માગતો નથી જે હાલત બધાની તે તેની. પણ સહાબાએ હાંસડી

પાછી આપી. બદરની લડાઇના પરિણામે આજુ બાજુના યહુદીઓ અને રસુલુલ્લાહ [સ.] ઉપર હુમલો કરવાની ગોઠવણો કરતા દુશમન કબીલા વાળાઓ દબાઈ ગયા અને થોડા દીવસ સુધી મુસલમાનોની રાત દિવસની ચિંતા દુર થઇ, પણ મક્કાના કાફરોમાં ઉશકેરણી ઘણી વધી ગઈ. તેઓએ આખું વરસ બીજી લડાઇની તૈયારીમાં પસાર કર્યું.

## રોઝા, ઇદની નમાઝ અને ફિતરો.

માહે રમઝાન સને ૨ હીજરીમાં બદરની લડાઈ થઈ હતી. એજ વરસે રમઝાનના રોઝા ફરઝ થયા અને ઇદની નમાઝ વાજીબ થઈ હ. રસુલુલ્લાહ ( સ. ) એ જમાત સાથે ઇદની નમાઝ પઢાવી અને ફીતરાનો સદકો પણ વાજીબ કરવામાં આવ્યો જે અત્યાર સુધી ચાલ્યો આવે છે. પાંચ વખતની નમાઝ મક્કામાં ફરઝ થઇ હતી.

## સતુની લડાઈ.

જંગે બદર પછી અબુ સુફિયાને પ્રતિજ્ઞા લીધી હતી કે જ્યાં સુધી બદરમાં માર્યા ગયેલા માણસોનું વેર નહી વાળું ત્યાં સુધી ન્હાઇશ નહી કે માથામાં તેલ નાંખી વાળ ઓળીશ નહી. એટલે તેણે ૨૦૦ સાંઢણી સવાર લઇને મદીના ઉપર ચઢાઇ કરી. યહુદીઓએ તેને મદદ કરી પણ માત્ર એક અનસારીનો જીવ લઇને નાશી ગયો. રસુલુલ્લાહ (સ.) એ તેની પુંઠ પકડી પણ સતુ (જવની ધાણીનો લોટ) ના કોથળા ફેંકીને નાશી ગયો. એથી આ લડાઈ સતુની જંગને નામે ઓળખાય છે.

## હ. ફાતમા (ર.) નાં લગ્ન.

અબુ સુફિયાન જીવ લઇને નાઠો અને હ. રસુલુલ્લાહ ( સ. ) મદીના આવ્યા ત્યારે હ. રસુલુલ્લાહ [ સ. ] નાં ન્હાનાં બેટી હઝરત ફાતમા (ર.) નાં લગ્નની તજવીજ થઈ, હઝરત અલી સાથે સગપણ

થયું હતું. હ. રસુલુલ્લાહ [ સ. ] એ હઝરત અલી ( ર. ) ને પુછ્યું તમારી પાસે મેહર (સ્ત્રીધન) આપવા માટે કેટલો માલ છે. અરજ કરી માત્ર એક બખતર છે. ફરમાવ્યું લાવો.

**મહેર અને દેજદાન.**

હઝરત અલી એ મેહરમાં એક બખતર, એક યમની ચાદર, અને ઘેટાનું એક ચામડું આપ્યું અને હ. રસુલુલ્લાહ (સ.) એ દેજ-દાનમાં વાણનો એક ખાટલો, ચામડાનો એક ગાદલો, પાણીનું વાસણ એક મશક પાણીની, બે ઘંટી, અને પાણીના બે ઘડા આપ્યા. આ તેમનાં બેટીનું દેજદાન હતું જેઓ હજારો બાદશાહોના ધણી છે.

**યહુદીઓ દેશપાર**

કીનકાઆના યહુદીઓ સાથે હ. રસુલુલ્લાહ ( સ. ) નું સુલેહ નામું થઈ ચુકયું હતું, પણ જંગે બદર પછી તેઓએ શરતોનો ભંગ કર્યો. રસુલુલ્લાહ [સ.] એ સમજાવ્યા પણ તેઓએ ઉદ્ધત જવાબ આપ્યા અને એક અનસારની સ્ત્રીને રસ્તામાં નાગી કરી મશખરી કીધી અને એક મુસલમાનને કતલ કર્યો. એ ગુનાહ માટે રસુલુલ્લાહ (સ) એ જવાબ માગ્યો. અને યહુદીઓના મિત્ર ઈબ્ને અબઇએ આપેલા ચુકાદા ઉપરથી તેમને દેશપાર કરવામાં આવ્યા.

---

## હિજરતનું ત્રીજું વરસ.

**હઝરત હફ્સા સાથે લગ્ન.**

આ વરસે હઝરત રસુલુલ્લાહ ( સ. ) એ હઝરત ઉમરનાં બેટી હઝરત હફસા ( ર. ) સાથે લગ્ન કર્યાં. હઝરત હફસા (ર.) જંગે બદરમાં વિધવા થયાં હતાં અને રસુલુલ્લાહ ( સ. ) ને હઝરત ઉમર (ર) ની મરજી જાળવવી હતી તેથી તેમનું માન વધારવા તેમનાં બેટી સાથે નીકાહ કર્યો. હઝરત હફસા ( ર. ) ઘણા કામેલ બાનું હતાં.

### ૯૦ ઉમ્મે કુલસુમનાં લગ્ન.

આ વરસે હઝરત રસુલુલ્લાહ (સ.) એ પોતાનાં બેટી હઝરત ઉમ્મે કુલસુમના લગ્ન હઝરત ઉસમાન (ર) સાથે કરી આપ્યાં. કેમકે હઝરત ઉસમાનનાં પહેલા બાનુ હ૦ રૂકૈયા વફાત પામ્યાં હતાં. જેઓ પણ હ૦ રસુલુલ્લાહ (સ) નાં બેટી હતાં તેથીજ હઝરત ઉસમાનને "ઝુન્નુરયન" કહે છે.

### વારસનો કાનુન.

આ વરસે કુરાન શરીફમાં વારસાનો કાનુન ઉતર્યો અને મુશ્રેક ઓરતો સાથ લગ્ન કરવાની મુસલમાનોને મનાઈ કરવામાં આવી આ વરસના રમજાન મહીનાની પંદરમી તારીખે હઝરત અલી અને હઝરત બીબી ફાતમા (ર.) ને ત્યાં હઝરત ઇમામ હસન [સ.] પેદા થયા.

### અબુ સુફિયાનની બીજી ચઢાઇ.

મકકાના કાફરોને બદરની હાર અને પોતાના સરદારો મરાયાનો ભારે ડંસ હતો અને તે વેર લેવાની તૈયારી કર્યાજ કરતા હતા. કવિઓ અને ઓરતો લડાઈ કરવાની ઉશ્કેરણી કર્યા જતા હતા. અંતે અબુ સુફિયાન મોટું લશ્કર લઈને મદીના ઉપર ચઢાઇ કરવા નીકળ્યો.

### મદીનાની તૈયારી

હ. રસુલુલ્લાહ (સ) નાં કાકા અબ્બાસ મકકામાં હતા પણ મુસલમાન થઇ ગયા હતા. તેઓએ સાંઢણી સવાર મોકલી આ ચઢાઇની હ. રસુલુલ્લાહ (સ) ને ખબર આપી એટલે હ. રસુલુલ્લાહે (સ) બચાવ અર્થે મદીનામાં તૈયારીઓ કરવા માંડી. તા. ૫ મી શવ્વાલે ખબર મળીકે કાફરો નજીક આવી પહોંચ્યા છે હઝરત રસુલુલ્લાહ (સ) પણ મુહાજરીન અને અનસારને લઈને મદીનાની બહાર નીકળ્યા.

### જંગે ઓહદ.

મદીનાથી ડોઢ માઇલ ઉપર આવેલા ઓહદ નામના પર્વતની પાસે કાફરોના લશ્કરે લડાઇ માટે સફો બાંધી હતી. હઝરત રસુલુલ્લાહ (સ) એ પણ તેમની સામે મુસલમાનોને સફો સમારીને ઉભા કર્યાં, કાફરોની પાસે હજારો માણસો હતા. ત્યારે હઝરત રસુલુલ્લાહ (સ.) ની પાસે માત્ર ૭૦૦ જંગી માણસો હતા. જંગનો મેદાન તૈયાર થયો ત્યારે અબુ સુફિયાનની સ્ત્રી હિન્દા ૧૧ ઓરતો સાથે મેદાનમાં આવી તેણે કરૂણા જનક ગાયન ગાઇ પોતાના બાપ અતબા અને બીજા માર્યા ગએલાઓનું વેર લેવાની ઉશકેરણી કરી. એ કરૂણાજનક મરસીયાથી કાફરો ઘણા ઉશકેરાયા અને લડાઇ શરૂ થઈ, કાફરોનો ધજા ધારી આગળ વધ્યો અને તેણે કહ્યું "મારી સાથે લડવા આવે એવો કોઈ મુસલમાન છે જે મને દોઝખમાં મોકલે અથવા મારા હાથે સ્વર્ગમાં જાય. હઝરત અલી (ર.)એ આગળ આવી કહયું હા, હું છું, એટલું કહીને તરવારનો સજ્જડ ઘા કર્યો અને તે બે કટકા થઇને ભોંય ભેગો થઈ ગયો.

### ધજા ધારીનો બેટા

હઝરત અલી (ર.) ના પહેલાજ ઘાથી ધજા ધારી માર્યો જતાં તેનો બેટો ધજા લઇને સામે થયો. હઝરત હમઝાએ એકજ ઘામ તેને કતલ કર્યો અને સાથેજ ગર્જના કરી કે મારો ઘા જાળવ, હાજી ઓને પાણી પાનારા અબ્દુલ મુત્તલિબનો હું બેટો છું.

### ત્રણ વીજળીઓ

કાફર લોકોની ફોજ કાળાં વાદળ હતાં તેમાં ત્રણ વીજળીઓ ઝબકારા મારતી હતી. એક હઝરત હમઝા (ર) બન્ને હાથે તરવાર ચલાવતા હતા. બીજા હઝરત અલી દુશમનોની હારો પીંખી અંદર

પેસી ગયા હતા, ત્રીજા અબુ દુજાના જેમને હઝરત રસુલુલ્લાહ (સ.) એ તરવાર આપી હતી. એ ત્રણેએ તરવારો ચલાવીને દુશમનોને મેદાનમાંથી નસાડી મુકયા.

### ઓરતોને ન મારી.

અબુ દુજાના હઝરત રસુલુલ્લાહ (સ.) એ આપેલી તરવાર મારતા મારતા દુશમોની ફોજમાં પેસી ગયા ત્યાં અબુ સુફીયાનની ઓરત હિન્દા સામે આવી, તેઓએ તેણીના માથા ઉપર તરવાર મુકીને કહ્યું આ રસુલુલ્લાહ (સ.)ની તરવાર છે ઓરતો ઉપર નથી ચલાવવાની નહીં તો તુ જીવતી રાખવા લાયક નથી.

### હઝરત હમઝાની શહાદત

કાફરો હારી ગયા હતા અને તેમનામાં ભંગાણ પડયું હતું એટલામાં પાછળથી એક વહશી નામના શીધી ગુલામે હઝરત હમઝા (ર.) ઉપર ઘા કરી શહીદ કરી દીધા. તેમની શહાદતથી મુસલમાનો ચિંતામાં પડયા. આ તકનો લાભ લઇ નાસતા કાફરો પાછા ફર્યા અને છેવટનો જીવ લેણ હુમલો કર્યો અને સાથેજ બુમો પાડવા મંડયા કે હઝરત રસુલુલ્લાહ (સ.) શહીદ થઈ ગયા, કે જેથી મુસલમાનોનો ઉત્સાહ મંદ પડે.

### હિન્દાએ કાળજું ચાવ્યું.

હઝરત હમઝા (ર) શહીદ થયા એટલે અબુ સુફિયાનની સ્ત્રી હિન્દા તેમની લાશની પાસે આવી અને હઝરત હમઝા (ર.) નું કાળજું કાઢી ને ચાવી ખાધું અને નાક, કાન પણ કાપી નાંખ્યા, કેમકે હઝરત હમઝા [ર] એ જંગે બદરમાં તેણીના બાપ ઉતબાનો જીવ લીધો હતો અને હિન્દાએ તેમનું કાળજુ ચાવી ખાવાની પ્રતિજ્ઞા લીધી હતી. તેણીએ કાપી લીધેલા નાક અને કાન ગળામાં

પહેરી લીધા. ખાલિદ બિન વલીદ અત્યાર સુધી મુસલમાન થયા નહોતા તેઓએ રસુલુલ્લાહ [ સ. ] ઉપર હુમલો કર્યો અને પુંઠ પાછળના પહેરેગીરને મારી નાંખ્યો. સામેથી ઇબ્ને કમીઆ કાફરે આવી હ૦ રસુલુલ્લાહ [સ.] ના ચહેરા ઉપર ઘા કર્યો એ ઘાથી માથાના ઉપરના બખતરના મંકોડા ચહેરામાં પેસી ગયા.

**દાંત પડી ગયા.**

એક કાફરે તાણી મારેલા પથરાના ઘાથી દાંત પડી ગયા અને ધમાલ મચી ગઈ કે હ. રસુલુલ્લાહ (સ.) શહીદ થઇ ગયા. પરંતુ હઝરત મસઅબ બિન ઉમેર ( ર. ) શહીદ થયા હતા જેઓ ધજા ધારી હોવા સાથે હ. રસુલુલ્લાહ (સ.) સાથે તેમનો ચહેરો ઘણો મળતો હતો, તેથી લોકો શંકામાં પડયા હતા.

**હેદરી ઝુલફીકાર**

હાર થઈ ત્યારે માત્ર ૧૧ મુસલમાનો હઝરત રસુલુલ્લાહ (સ.) ની પાસે રહી ગયા હતા જેમાં હઝરત અબુબકર (ર.) સાઅદ બિન વકાસ (ર.) ઝુબેર બિન અવાઝ, અબુદુજાના (ર.), તલ્હા. (ર.) અને અલી (ર.) પણ હતા, તે પ્રસંગે હઝરત અલી ઝુલ્ફીકાર તરવાર એવી રીતે ચલાવતા કે કોઇ પાસે આવી શકતો નહી, ચોમેરથી કાફરો હ. રસુલુલ્લાહ ઉપર તીર વરસાવતા હતા, હઝરત અબુ દુજાના સિંહની માફક તીર પોતાના શરીર ઉપર ઝીલતા. તરવારના ઘા સામે રસુલુલ્લાહ (સ.) નો બચાવ કરતાં તલહા (ર)નો હાથ કપાઇ ગયો, એવીજ રીતે અબુતલહા અને સાઅદ બિન વકાસ પણ જાન નિસારી દેખાડતા હતા.

**એક બહાદુર ઓરત.**

જે વેળા મુસલમાનો હારી ગયા અને હ૦ રસુલુલ્લાહ (સ.) ની પાસે જુજ માણસો રહી ગયા ત્યાને હઝરત ઉમ્મે અમારા (ર)નામનાં

એક મુસ્લિમ બાનુ તલવાર હાથમાં લઇને આવ્યાં અને રસુલુલ્લાહની ચોમેર ફરી વળેલા દુશમનો સાથે લડવા માંડયું, તેઓએ ઇબ્ને કમીયાને અને કમીયાએ તેણીને ઘાયલ કર્યાં.

**હ૦ ફાતમા (ર.) એ જખમ ધોયા.**

હારની ખબર સાંભળીને હઝરત ફાતમા [ર.] પણ મેદાને જંગમાં દોડી આવ્યાં અને તેઓએ પોતાના પિતા હઝરત રસુલુલ્લાહ (સ.) ના જખમ સાફ કર્યા અને ચટાઈ બાળીને જખમોમાં ભરી. હઝરત આયશા (ર.) વગેરે બાનુઓ પણ ઘાયલોની સારવાર, મલમ પટી અને ખીદમત કરવા મેદાનમાં ફરતાં હતાં.

**રસુલુલ્લાહ (સ.) કેવા છે.**

એક અનસારી ઓરતના બાપ, ભાઇ અને ભરથાર જંગે ઓહદમાં શહીદ થયા હતા. તેઓ મેદાને જંગમાં આવ્યાં ત્યારે લોકો તેમને દિલાસો આપતા, ત્યારે તેઓ કહેતાં હતાં કે બાપ, ભાઇ અને ભરથાર દીન ઉપર કુરબાન થયા એ ઘણું સારૂં થયું, પણ બતાવો કે હઝરત રસુલુલ્લાહ (સ.) જીવતા છે ને? મને તો બધાથી વધારે તેમની ચિંતા છે.

**કાઅબ બિન અશરફ.**

આ વરસે જંગે ઓહદ પહેલાં અબુ સુફિયાને એક યહુદી શાઅર કાઅબ બિન અશરફને રસુલુલ્લાહ [સ.] ને કતલ કરવા મદીના મોકલ્યો હતો. તે હ૦ રસુલુલ્લાહ (સ.)ની બદગોઈમાં કવિતાઓ પણ લખતો તથા મુસલમાનોને અંદર અંદર લડાવી મારવાની ઉશકેરણી પણ કરતો. તેને હઝરત મોહંમદ બિન મુસલ્લિમાએ રસુલુલ્લાહ [સ] ની રજાથી અડધી રાત્રે એક હીકમત સાથે કતલ કર્યો.

# હિજરતનું ચોથું વરસ.

## હારના અસર.

બદરની ફતેહથી તમામ કબીલા વાલા દબાઇ ગયા હતા પણ ઓહદની હારથી તેઓએ ફરી વિરૂદ્ધ ચળવળ કરવા માંડી અને આસપાસના કબીલાવાલાઓએ મદીના ઉપર ચઢાઇ કરવાની તૈયારી કરવા માંડી. પરંતુ હ. રસુલુલ્લાહ (સ.) એ દરેક ફિતનો વખત પહેલાં કાબુમાં લઇ દબાવી દીધો અને જ્યાં બળવાની શંકા હતી ત્યાં લશ્કર મોકલાવ્યું.

## બે લડાઇઓ.

જંગે ઓહદના એક મહીના પછી માહે મોહર્રમ સને ૨ હી. માં કુતન કબીલાના સરદાર તલહા અને ખવેલદે મદીના ઉપર હુમલો લઈ જવાનો દિચાર કર્યો. હઝરત અબુ સલમાએ ૧૫૦ મુજાહીદ સાથે જઇ તેમને દબાવી દીધા. ફરી એજ મહીનામાં તીયાન કબીલા વાલાએ બળવો કર્યો. હઝરત ઈબ્ને અનીસે તેના સરદાર સુફિયાનને કતલ કરી બળવો દબાવી દીધો હતો પણ સને ૪ હીજરીના સફર મહીનામાં એક ભયંકર બનાવ બન્યો હતો.

## ૭૦ સાધુ પુરૂષોની શહાદત.

નજદી કબીલા કલ્લાબનો સરદાર અબુ બર્રા હઝરત રસુલુલ્લાહ (સ.) ની પાસે હાજર થયો અને કહ્યું કે મારી કોમને બોધ આપવા થોડાક ઉપદેશકો મોકલો, રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું નજદવાલાની મને બહીક છે. અબુ બર્રા એ કહ્યું હું જામીન છું. રસુલુલ્લાહ (સ.)એ સુફ્ફાનાં ૭૦ ભકત પુરૂષો ( દુરવેશો ) ને તેની સાથે મોકલ્યા. બર્રાએ તેમને પોતાના ઇલાકામાં લઇ જઇ કતલ કરી નાંખ્યા, ફકત એક જણને જીવતો મુકયો.

**શોક પ્રગટ કર્યો**

અસહાબે સુફ્ફાના ૭૦ સહાબાની શહાદત અને નજદીઓની બેવફાઇનું હ. રસુલુલ્લાહ (સ.) ને ઘણું દુઃખ થયું કેમકે તે દુરવેશો કેળવાયેલા ઉપદેશક હતા, એ ગમ અને શોકમાં એક મહીના સુધી ખુનીઓને શ્રાપ–(બદદુઆ) દેવામાં આવ્યો, એ દુરવેશોની શહાદતના દુઃખ જેવું દુઃખ હ૦ રસુલુલ્લાહ (સ.) ને કદી થયું નથી.

**બીજો દગો.**

આ વરસે અદલ અને કારા કબીલા વાલાએ ઇસ્લામી શિક્ષણના ફેલાવા માટે દશ મુસલમાન ઉપદેશકો માગ્યા અને તેમને લઈ જઈને કતલ કર્યા. તેમાંના બે હઝરત ખબીબ (ર) અને હઝરત ઝેદ [ર.] ને મક્કાના કાફરોએ ખરીદી બદરમાં માર્યા ગયેલા કાફરોનું વેર વાળવા શહીદ કર્યાં. હ૦ રસુલુલ્લાહ (સ) ને એ શહીદોનું પણ ઘણું દુઃખ થયું.

**તારી જગ્યાએ મોહંમદ (સ.)**

મક્કાના કાફરો હઝરત ઝેદને શહીદ કરવા લાગ્યા ત્યારે અબુ સુફિયાને પુછ્યું–જો તારી જગાએ મોહંમદ (સ) કતલ થયા હોય તો તને ઘણો હર્ષ થયો હોત ? હઝરત ઝેદે કહ્યું જો હઝરત રસુલુલ્લાહ (સ) ના પગમાં કાંટો વાગે તો તેનું મને મારા મરણ કરતાં પણ વધારે દુઃખ થાય. મારૂં મ્હોં મદીના તરફ રાખીને મને કતલ કરો.

**હ. ઝેનબ (ર.) નો નીકાહ.**

આ વરસે હ૦ રસુલુલ્લાહ (સ) એ હઝરત ઝેનબ (ર) સાથે નિકાહ કર્યો તેઓ રસુલુલ્લાહ (સ) નાં નજીકનાં સંબંધી હતાં પણ ગુલામોના તિરસ્કાર દુર કરવા માટે તેમનાં લગ્ન પોતાના આઝાદ કરેલા ગુલામ ઝેદ સાથે કરી આપ્યાં હતાં. હઝરત ઝેદને ગુલામીથી આઝાદ કરી પોતાનો મ્હોં બોલ્યો બેટો કહયો હતો, તેથી આ નિકાહની લોકોમાં ચર્ચા થઈ.

**ગુલામોની સુગ.**

અરબોમાં ચાલતા આવેલા રીવાજ પ્રમાણે હઝરત ઝેનબ (ર) હઝરત ઝેદને આઝાદ કરેલા ગુલામ ગણી તેમની સુગ કરતાં હતા. હઝરત રસુલુલ્લાહ (સ,) એ સમજાવ્યું કે કોઇ માંણસ વગર લાચારીએ કોઇનો ગુલામ થતો નથી, પણ તેઓ માન્યાં નહી એટલે ઝેદે તેમને છુટા છેડા આપ્યા. હઝરત રસુલુલ્લાહ એ તેમની રંજીદગી દુર કરવા માટે પોતાની સાથે નિકાહ કરી લીધા કેમકે હઝરત ઝેનબ, રસુલુલ્લાહ (સ) ના ખાનદાનમાં હતા.

**કુરાનમાં ઝેદ (ર.) નું વર્ણન.**

હ. રસુલુલ્લાહ (સ) ના કોઇ સોબતીનું નામ કુરાનમાં નથી. પણ હઝરત ઝેદનું નામ આવ્યું છે. ખુદાએ કહ્યું છે કે-કોઇને બેટો કહેવાંથી તે બેટો થતો નથી. મોહંમદ એ વિચાર જાહેર કરતાં શરમાય છે. કેમકે જીભથી કહેલો બેટો ખરો બેટો થઇ શકતો નથી; તેથી આ વાત ખુદા જાહેર કરે છે. આજ વરસે હ૦ ઝેનબ (ર) ની વફાત પણ થઇ ગઈ.

**અન્ય ભાષા શીખવવાનો હુકમ**

આ વરસેજ હઝરત ઝેદ બિન સાબિતને હુકમ કર્યોકે તમે યહુદીઓની ઈબ્રાની ભાષા શીખો એટલે તેઓએ પંદર દીવસમાં એ ભાષા શીખી લીધી. આ ઉપરથી અન્ય ભાષાઓ શીખવાનો આધાર લેવામાં આવે છે, કેમકે હ૦ રસુલુલ્લાહ [સ] એ બીજી ભાષાઓ શીખવાની તાકીદ કરી હતી.

**સને ૪ હિજરીના બનાવ**

આ વરસે હઝરત ઉમ્મે સલમા સાથે હ. રસુલુલ્લાહ (સ) એ પોતાનો નીકાહ કર્યો કેમકે તેમના ભરથાર જીહાદમાં શહીદ થયા હતા અને ઓલાદ નહી થવાનુ તેમને ઘણું દુઃખ હતું. આ વરસના

ઝમાનામાં હઝરત ઇમામ હુસેન [અ] પેદા થયા. હ. રસુલુલ્લાહ (સ) ને હસન (ર) હુસેન (ર) ના જન્મની ઘણી ખુશાલી થઇ, હઝરત ઇમામ હસન (ર.) એક વરસના હતા અને મોટા ભાગે હ૦ રસુલુલ્લાહ (સ.) ના ખોળામાં રહેતા હતા.

**બનુ નદીર દેશપાર.**

બનુ નદીર નામના યહુદી કબીલા વાળાએ મક્કાવાળાના છુપા કાવત્રામાં જોડાઇ હઝરત રસુલુલ્લાહ (સ) ને ધાર્મિક વાતો કરવા માટે પોતાને ત્યાં બોલાવ્યા અને કપટ કરી મારી નાંખવાનો તાગડો રચ્યો, પણ હઝરતને વહી મારફતે એ કાવત્રાની ખબર થતાં પાછા આવ્યા પણ તેમને એ ગુનાહ બદલ મદીનાની આજુબાજુથી દેશપાર કરવામાં આવ્યા એટલે તેઓ ખેબરના યહુદીઓની પાસે જઈ વસ્યા.

---

## હિજરતનું પાંચમું વરસ.

**અનમાર અને સા'લબાનો બળવો.**

મક્કાના કાફરો અને યહુદીઓના કાવત્રાને આધારે અનમાર અને સા'લબા કબીલાવાળાએ બળવો કર્યો. હ૦ રસુલુલ્લાહ (સ.) ૪૦૦ સહાબાને સાથે લઇને તા. ૧૦ મી મોહરમ સને ૫ હીજરી એ તે બળવાખોરોને દાબી દેવા ગયા. કબીલાવાળા તેમની આમદની વાત સાંભળીને પર્વતોમાં નાસી ગયા. ફરી દોમતુલ જન્દલમાં બળવો થયો. હ૦ રસુલુલ્લાહ (સ.) એ એક હજાર માણુસો સાથે જઇને બળવાખોરોને દાબી દીધા.

**મરીસીઅનો બળવો.**

એ પછી મરીસીઅમાં બળવો થયો જ્યાં પ્રભાવશાળી અને આબરૂદાર કુટુંબના અરબો રહેતા હતા. પણ હ૦ રસુલુલ્લાહ (સ.) એ વખતસર ત્યાં જઇને બળવો દબાવી દીધો. કેદીઓમાં કબીલાના

સરદારની બેટી જવરીયા (ર.) પણ હતી. હમેશાં એ કબીલાવાળા તાબામાં રહેવાના વિચારથી તેણી સાથે હ૦ રસુલુલ્લાહ (સ.) એ નિકાહ કરી લીધો.

**બધા કેદી છોડી મુકયા.**

હ૦ રસુલુલ્લાહ (સ.) એ કબીલાના સરદારની બેટી સાથે નીકાહ કર્યા ત્યારે સહાબા (ર.) એ બધા કેદીઓને છોડી મુકયા અને કહ્યું કે જે ખાનદાનમાં હઝરત રસુલુલ્લાહ (સ.) એ નિકાહ કર્યા હોય તે ખાનદાનના માણસો કેદી કે ગુલામ થઇ શકતા નથી. પોતાના ભાઇ-બંધોના આ વર્તનથી હ૦ રસુલુલ્લાહ (સ.) ને ઘણો આનંદ થયો. કોઇપણ પેગમ્બરના ઇતિહાસમાં આવા ફરમાન બરદાર અનુયાયી-ઓનો દાખલો મળતો નથી.

**હ. આયશા રદી૦ પર તોહમત.**

લડાઇમાંથી પાછા ફર્યા પછી હઝરત આયશા (ર.) જંગલમાં દિશાએ ગયાં હતાં અને અસાવધાનીમાં કાફલો રવાના થઇ ગયો. બીજા દીવસે એક સહાબી હઝરત આયશાને ઊંટ ઉપર બેસાડી પોતે પેદલ ચાલીને મદીનામાં લાવ્યા. આ ઉપરથી કાફરો અને યહુદીઓએ હઝરત આયશા ઉપર તોહમત મુકયું પણ કુરાન શરીફમાં હઝરત આયશા ( ર. ) ના પતિવ્રતપણાની આયતો ઉતરી અને એ તોહ-મત દુર થયું.

**જંગે ખંદક.**

આ વરસના છેલ્લા દીવસોમાં મહીનાઓથી જે મોટી લડાઇનો અંદેશો હતો તે લડાઇ થઇ. બધા બળવા આ મોટી લડાઈની રચના તરીકેના હતા. આ લડાઈ માટે યહુદીઓ અને મક્કાના કાફરો કબી-લાવાળાને ઉશ્કેરી રહ્યા હતા. આ લડાઇને અહઝાબની લડાઇ પણ કહે છે. કેમકે એ લડાઇમાં અરબના ઘણા કબીલાવાંળા ભેગા થયા હતા. આ લડાઇ જંગે ખંદકને નામે પણ ઓળખાય છે.

**૨૪૦૦૦ નું લશ્કર.**

આ લડાઇમાં મક્કાના કાફરો, અરબ કબીલાવાળા, અને બધા યહુદીઓ જોડાયા હતા. અને ૨૪૦૦૦ શુરવીર સીપાહો હતા. યઝીદનો દાદા અબુ સુફિયાન આ ફોજનો સેનાપતિ હતો. આખા અરબસ્તાનમાં આ હુમલાની ધુમ હતી. અને અરબ લોકો કહેતા હતા કે હવે મદીનાનું નામ નિશાન પણ રહેવાનું નથી અને હ. મોહંમદ સાથે એક પણ મુસલમાનને જીવતો રહેવા દેશે નહી.

**જંગની તૈયારી.**

આ મોટી ચઢાઈની હ૦ રસુલુલ્લાહ (સ.) ને ખબર થતાં સહાબા સાથે સલાહ કરી એવા ઠરાવ ઉપર આવ્યા કે મદીના શહેરની બહાર નીકળીને મુકાબલો કરવો ઠીક નથી. હઝરત સલમાન ફારસી જેઓ એક ઇરાની મુસલમાન હતા તેઓએ સલાહ આપી કે મદીનાને ફરતી ખાઇ ખોદવી અને ખાઇની અંદર રહીને દુશમનનો મુકાબલો કરવો જોઇએ.

**દશ જણે દશ ગજ જમીન ખોદી.**

હ૦ રસુલુલ્લાહ (સ.) એ ખાઈની માપણી કરી દશ દશ ગજ જમીન દશ દશ માણુસો વચ્ચે વ્હેંચી આપી. ખાઇ ૫ ગજ ઊંડી ખોદવાનું ઠર્યું. ૩૦૦૦ મુશલમાનોએ વીશ દીવસમાં ખાઈ ખોદીને તૈયાર કરી. હ૦ રસુલુલ્લાહ (સ.) પણ પોતાને હાથે જમીન ખોદતા હતા અને રાત દિવસ કામ કરતા.

**ત્રણ દિવસ લાંઘણ.**

કડકડતી ઠંડીની મોસમ હતી અને ખાઇનું કામ રાત દિવસ ચાલતું હતું. એક દીવસ થોડાક મુહાજરીન અને અનસારે કહ્યું:—અમે લાંઘણથી છીએ અને પેટ ઉપર પથરા બાધેલા છે. હ૦ રસુલુલ્લાહ (સ.)એ પણ પોતાનું પેટ દેખાડયું પેટ ઉપર બે પથરા બાંધેલા હતા.

આપે કહ્યું:—મેં ત્રણ દીવસથી કશું ખાધું નથી. સબર કરો અલ્લાહ દરેક મુશ્કેલી આસાન કરશે.

## મહેનતનાં ગીત

ખાઇના ખોદકામ દરમ્યાન મુહાજરીન અને અનસાર એવું ગીત ગાતા હતા કે "અમે મોહંમદના હાથ ઉપર જેહાદ કરવાની પ્રતિજ્ઞા લીધી છે. અને એ પ્રતિજ્ઞા ઉપર અમે હમેશાં કાયમ રહીશું" રસુલુલ્લાહ [સ.] પણ ગીત ગાતા હતા. "અલ્લાહે અમને સન્માર્ગ દેખાડયો. આપણે નમાઝ પઢીએ છીએ અને ખેરાત કરીએ છીએ. આપણી સામે બળવો થાય છે. ખુદા આપણી જીત કરે."

## આકાશી પ્રકાશ

ખાઇ ખોદતાં એક મોટો પત્થર આવ્યો અને કોઇથી ભાગી શકાયો નહીં. રસુલુલ્લાહને ત્રણ દીવસની લાંઘણ હતી. પણ હથોડો ઝાલીને એ પત્થરાની શિલા ઉપર માર્યો. પત્થરની શિલાના ભુકા થઇ ગયા અને તેમાંથી રોશની નીકળી એ રોશનીમાં સહાબાએ પોતાને રૂમ અને ઇરાન ઉપર કબજો કરતા જોયા.

## યહુદી પણ મળી ગયા

દુશમનો મદીનાની પાસે આવી જતાં બનુ કરીઝાના યાહુદીઓ પણ તેમની સાથે મળી ગયા. અને તે યાહુદીઓએ હ. રસુલુલ્લાહ [સ.] સાથે સુલેહનામું કરેલું હતું. રસુલુલ્લાએ તેમની પાસે પોતાના માણસો મોકલ્યા ત્યારે તેઓએ કહ્યું:—મોહંમદ કોણ છે એને અમે નથી ઓળખતા તેનું સુલેહનામું કિમ્મત વગરનું છે. વેર વાળવાનો વખત આવ્યો છે અને અમે મોહંમદ (સ.) નો નાશ કરીશું.

## કુર્આની ચિત્ર

આ લડાઇની અલ્લાહતાલાએ કુર્આન શરીફમાં આપેલી હકીકત તેનું અસરકારક ચિત્ર આંખો આગળ ખડું કરે છે "ફરમાવ્યું

દુશ્મનો ઉપરથી અને નીચેથી તમારી ઉપર ચઢી આવ્યા. આંખો અંધારા અને કાળજાં મ્હોંડે આવ્યાં અને તમે ખુદા સંબંધી શંકાઓ કરવા માંડી મુસલમાનોની કસોટીનો વખત આવી ગયો અને તેઓ ધ્રુજવા માંડયા."

## ઓરતોની સલામતી

હ. રસુલુલ્લાહ (સ.) એ પોતાની મુહાજરીનની અને અનસારની બધી ઓરતોને એક કિલ્લામાં મોકલી દીધી હતી. એ કિલ્લો પાસે હતો છતાં યહુદીઓએ કિલ્લા ઉપર હુમલો કર્યો એટલે મુસલમાન સ્ત્રીઓએ પથરા અને તરવારો લઇને મુકાબલો કર્યો અને હુમલો કરનારા યહુદીઓને મારીને ભગાવી દીધા. યહુદી લોકો મુસલમાન ઓરતોની બહાદુરીથી કાયર થઇને નાશી ગયાં.

## એક મહીનાનો ઘેરો.

કાફ્રેરોએ એક મહીના સુધી મદીના ઉપરનો ઘેરો ચાલુ રાખ્યો. વચમાં ખોદેલી ખાઈથી તેઓ આગળ આવી શકતા નહી. દુર ઉભા રહીને તીર મારતા હ. રસુલુલ્લાહ (સ) એ પણ .ખાઇમાં ફરતા મોરચા બાંધી મુસલમાનોને બેસાડેલા હતા અને તેઓ તીર તથા પથરાનો દુશ્મનો ઉપર મારો ચલાવતા હતા. છતાં પણ મુસલમાનો પાસે ખોરાકી થોડી હોવાથી ઘણાને લાંઘણો કરવી પડતી. કાફ્રેરોની ફોજનો કમાન્ડર ઇન ચીફ અબુ સુફિયાન હતો અને તેના તાબામાં ખાલિદ બિન વલીદ, ઉમર બિન આસ, ઉમર-બિન ખત્તાબ અને જબ્બીરા વગેરે જનરલો કામ કરતા હતા. તેઓ એક પછી એક દરરોજ હુમલા કરતા છતાં તેમનો કોઇ જનરલ ખાઇ ઓળંગી શકતો નહી કેમકે ખાઈના બધા મોરચા સુંદર રીતે ગોઠવવામાં આવ્યા હતા.

### ખાઈ ઓળંગી

છેવટના એક દીવસે મશહુર સરદાર અમર ઇબ્ને અબ્દે વદ ઘોડો કુદાવી ખાઇ ઓળંગી આવ્યો તેણે અંદર આવી ગર્જના કરી કે મારી શકિત એક હજાર અરબો જેટલી છે. જંગે બદરમાં ઘાયલ થયા પછી તેનો બદલો ન લેવાય ત્યાં સુધી વાળમાં તેલ ઓળવાની મેં પ્રતિજ્ઞા લીધી છે, આજે મારી ૯૦ વરસની ઉમર છે પણ કોઇ મારી સામે આવી શકતો નથી કદાચ કોઇ હોય તો સામે આવે. કાફર સરદારની સાત સાભળતાં હ, અલી (ર) આગળ આવ્યા. રસુલુલ્લાહ (સ) એ તેમને અટકાવતાં કહ્યું તમે હજુ બાળક છો. અને આસપાસ જોયું પણ કોઇ આગળ ન આવ્યો કાફર ફરી ગરજ્યો ફરી હ. અલી (ર) આગળ આવ્યા, પણ તેમને અટકાવ્યા પણ કોઇ આગળ આવ્યો નહીં ફરી ત્રીજી વારની ગર્જના થતાં હઝરત અલીને લડવાની રજા આપવામાં આવી.

### પાઘડી અને તરવાર.

હઝરત રસુલુલ્લાહ (સ) એ પોતાની પાઘડી હ અલીના માથા ઉપર મુકી પોતાની તરવાર તેમના હાથમાં આપી અને કહ્યું-જાઓ મેં તમને ખુદાના રક્ષણમાં સોંપ્યા, ઇબ્ને અબ્દેવદ તમારી સામે છે. અરબના પુખ્ત અનુભવી સરદારો સાથે લડવા જાઓ છો છતાં આકાશ ઉપર તમારો એક મદદગાર છે તે સૌથી મોટો બળવાન છે અને તે તમારી સાથે છે. હઝરત અલી દુશમનની સામે આવતાં તેણે કહ્યું-મારા દુશમનની ત્રણ શરતો હું કબુલ કરતો આવ્યો છું. માંગ તું શું માગે છે? હ. અલી [ર] એ કહ્યું-મુસલમાન થા. તેણે કહ્યું નહી બને, હ. અલીએ કહ્યું પાછો જા તેણે કહ્યું-એ પણ નહી બને, હ. અલીએ કહ્યું ત્યારે લડવા તૈયાર થા તે હસ્યો અને દાવ કરવા વધ્યો તે પહેલાં તેણે પુછયું-છોકરા! તુ કોણ છે? હ. અલી (ર,) એ જવાબ

આપ્યો—અબુ તાલિબનો બેટો અલી છું. તેણે કહ્યું તારો બાપ મારો મિત્ર હતો. જા તુ પાછો ચાલ્યો જા. હું તારી સાથે લડવાનો નથી. હ. અલીએ કહ્યું—પણ હું તો તારી સાથે લડીશ. કાફરે કહ્યું વારૂ. હુમલો કર. અલી (ર.) એ કહ્યું મુસલમાન પહેલો હુમલો નથી કરતા. પહેલાં તુ હુમલો કર.

**ઝુલકરનેન ઉપર હુમલો.**

હઝરત અલી [ર.] ને ઝુલકરનેન પણ કહેતા હતા. કેમકે આપની પેશાની ઉપર બે ઘેરા ઘા હતા. જેમાંનો એક આજની લડાઇનો હતો. કાફરે હઝરત અલી ઉપર ઘા કર્યો તેની તરવાર માથા ઉપર પડી અને હઝરત અલીની પેશાની ઉપર ઘેરો ઘા થયો. તરતજ હ. અલી (ર.) એ ગર્જના કરી—સાવધાન થા. હવે મોહંમદ (સ.) નો ભાઇ ઘા કરે છે.

**એક ઘામાં બે કકડા.**

હ. અલી (ર) નું કદ ઠીગણું હતું અને કાફર ઘણો લાંબો હતો. હ. અલીએ જખમી થયા પછી પેતરો બદલી કુદકો માર્યો અને હ. રસુલુલ્લાહ (સ.) એ આપેલી તરવારનો ઘા કર્યો, તરવાર, ગળું છાતી, અને પેટ કાપતી નીચે ઉતરી ગઇ અને અબ્દેવદના બે કકડા થઇ જમીનપર પછડાયા. મુસલમાનોએ અલ્લાહો અકબરની ગર્જના કરી.

**કાફરોના સામટા ઘા.**

આવા મોટા સરદારને મરતો જોઈ હ. ઉમર (ર.) ના ભાઈ ઝરીર અને જુબેર નાની તરવારો લઇ હઝરત અલી ઉપર ટુટી પડયા. પણ હ. અલી (ર.) ની તરવાર સામે ટકી શકયા નહી. બન્ને પાછા નાઠા.હ, ઉમરે (ર.) પોતાના ભાઇ દરીર ઉપર ઘા કર્યો. એક કાફર ખાઇમાં કુદી પડયો અને તેણે કહ્યું:—અશરાફો જેવું મોત માગું છું. હ. અલી (ર.) ખાઈમાં કુદી પડયા અને તેનું માથું કાપી લેતાં કહ્યું:—લે આ અશરાફો જેવું મોત છે.

**છાતી સરસા ચાંપ્યા.**

હ. અલી [ર.] અબ્દેવદ વગેરેને કતલ કરી હ. રસુલુલ્લાહ (સ.) ની પાસે આવ્યા ત્યારે તેમના કપાળમાંથી લોહી વહેતુ હતું, લુગડાં ભીંજાઇ ગયાં હતાં. રસુલુલ્લાહ (સ,) એ તેમને છાતી સરસા ચાંપ્યા અને કહ્યું, તારૂં લોહી મારૂં લોહી છે. તારૂં માંસ મારૂં માંસ છે. તારૂં આજનું કામ કયામત સુધીના બધા મુસલમાનોના કામથી વધી ગયું છે. તેં નિરાશા પ્રસંગે ઇસ્લામની લાજ રાખી છે.

**ચાર નમાઝો કઝા થઇ.**

આજની લડાઇ એટલી બધી ઘમસાણની હતી કે હ. રસુલુલ્લાહ [સ.] તથા મુસલમાનોને એક મીનીટની પણ ફુરસત મળી નહી અને ચાર નમાઝો કઝા થઇ ગઇ. કેટલાય દીવસની લાંઘણો હોવા છતાં હ. રસુલુલ્લાહ (સ.) હથીઆર બાંધીને બધા મોરચાની જાતી તપાસ રાખતા હતા અને મુસલમાનોનો ઉત્સાહ વધારી જીહાદ માટે જીવ આપવાની પ્રેરણા કરતા, લડાઈ ઘણી ભયંકર અને જીવ સટોસટની હતી.

**માટીની મુઠી.**

છેલ્લી ઘડીયે હઝરત રસુલુલ્લાહ (સ.) એ એક મુઠી ભરીને માટી હાથમાં લઇને કાફરો તરફ ફેંકી. માટી ફેંકાતાં જ વાવાઝોડાનું તોફાન આવ્યું. દુશમનોના તંબુ ઉડી ગયા. ઘોડાઓએ નાસવા માંડયું અને કાફરોની ફોજમાં ભારે ગભરાટ ફેલાયો. અબુ સુફીયાન અને બીજા સરદારો બુમો પાડી પાડીને લોકોને થોભાવવા પ્રયત્ન કરતા અને કહેતા કે મોહંમદે જાદુ કર્યું છે. અમે તેનો ઉતાર કરીએ છીએ.

**કાફરો નાઠા.**

એવી ભયંકર આંધી આવી કે એક પણ કાફર ઉભો રહી શકયો નહી. સરદારોએ ઘણી કોશીશ કરી પણ બધા નાશી ગયા.

અલ્લાહ તાલાએ કુરઆનમાં ફરમાવ્યું કે "હે મોહંમદ! તેં ફેંકેલી મુઠી માટી તેં નહીં પણ અલ્લાહે ફેંકી હતી." એટલે અલ્લાહે તેમાં એવો ગુણ નાંખ્યો હતો કે માટીની એ મુઠી ફેંકતાજ આંધી આવી.

## સમજુ માણસોની વાતો.

કાફરોની આ હાર વિષે સમજુ માણસો કહે છે કે કાફરો ૨૪ હજાર ફોજની ખોરાકીની ગોઠવણ કરી શકતા નહતા અને એક મુસલમાને કાફરો અને યહુદીઓ વચ્ચે ફુટ પણ નાંખી હતી તથા કાફરો પોતે પણ પાછા જવાના હતા એટલામાં આંધી આવી એટલે નાસી જવાનું એક બહાનુ આંધીને ગણવામાં આવ્યું છતાં પણ સમજુ માણસો કબુલ કરે છે કે આટલી મોટી ફોજની હાર હેરત ભર્યો બનાવ છે,

## બની કરીઝા ઉપર ચઢાઈ.

દુશમનોમાં ભંગાણ પડતાં હ૦ રસુલુલ્લાહ (સ) એ હુકમ આપ્યો કે કોઇએ હથીયાર છોડવા નહી. બની કરીઝાના યહુદીઓએ કરેલા વિશ્વાસઘાતની સજા આપવા જવાનું છે અને આવા કટોકટીના પ્રસંગે બળવો કરી ઓીઓ ઉપર કરેલા હુમલાનું વેર લેવાનું છે. તેઓએ મુસલમાનો સાથે કરાર કર્યો હતો પણ કટોકટીના વખતે કહ્યું કે અમે મોહંમદને ઓળખતા નથી અને કરારનામું કઈ વસ્તુ છે એ અમે જાણતા નથી, તેથી તેમને જરૂર સજા થવી જોઇએ.

## પહેલા સુલેહના સંદેશા ચલાવો.

હ૦ રસુલુલ્લાહ (સ) એ હઝરત અલી (ર) ને બની કરીઝાની પાસે મોકલ્યા કે પહેલાં તેમના વિશ્વાસઘાત, અને બેવફાઇનો જવાબ

મલ્યો અને સુલેહ કરવા સમજાવો, એ લોકો આપણા પાડોશી હોવાથી અમારી ઇચ્છા તેમની સાથે લડાઇ કરવાની નથી. જો તેઓ બેવફાઇ વિશ્વાસઘાત અને ઓરતો ઉપર હુમલો કરવાનું વ્યાજબી કારણ બતાવે તો સુલેહ કરી નવું કરાર પત્ર લખાવો. પણ બની કરીઝાના યહુદીઓએ કિલ્લાના દરવાજા બંધ કરી લીધા અને ઉપરથી હ. રસુલુલ્લાહ (સ.) ને ગાળો ભાંડી કહ્યું અમે મક્કાવાળા નથી કે તમારાથી દબાઇ નાસી જઇએ. અમારી પાસે પુષ્કળ હથિ-યારો છે અને અમે લડાઇની કળા પણ સરસ રીતે જાણીએ છીએ. બળ હોય તો અમારી સામે આવો અને તરવારનો સ્વાદ ચાખો.

### ઘેરા.

હ૦ રસુલુલ્લાહ (સ) એ યહુદીઓના કિલ્લાને ઘેરો ઘાલ્યો એક મહીના સુધી આ ઘેરો રહ્યો. ઘેરાથી કંટાળી યહુદીઓએ તાબે થવા પેગામ મોકલ્યું અને કહેવડાવ્યું કે મદીનાવાળા સાઅદ બિન મઆઝ જુના સુલેહ કરાવનાર છે તેઓ જે ફેસલો કરશે તે અમે કબુલ રાખીશું કેમકે તેમની અને તેમની અનસારી કોમ સાથે અમારી જુની ભાઇ બંધી છે હઝરત રસુલુલ્લાહ [સ.] એ માગણી કબુલ રાખી. હઝરત સાઅદ બિન મઆઝે કહ્યું કે યહુદીઓના આકાશી પુસ્તક તૌરાતના હુકમ મુજબ મારો ચુકાદો એવો છે કે લડાઇ કરવાની કાબેલીઅત રાખતા હોય તે બધા પુરૂષોને કતલ કરવા જોઇએ અને બાકી રહેલાઓને લુંડી અને ગુલામ બનાવી લેવા. આ ચુકાદો સાંભળીને યહુદીઓના સરદારે કબુલ કર્યું કે તૌરેતમાં એમજ લખેલું છે.

### બળવાખોરોને મારી નાંખવા જોઈએ.

યહુદીઓના સરદાર અને બળવાના આગેવાનને હ૦ રસુલુલ્લાહ

[સ] ની રૂબરૂ હાજર કરવામાં આવ્યો ત્યારે તેણે કહ્યું તારી સાથે દુશ્મનાવટ રાખવાની મને ચિંતા નથી પણ ખુદાની આજ્ઞાનો ભંગ કરી તેના હુકમ સામે દગો કરવાનુ મને ઘણું દુઃખ છે. હવે જે થવાનું છે તે ખુદાના હુકમ પ્રમાણે થવાનું છે અને તેજ તેણે મારી યહુદી કોમ માટે તૌરેતમાં લખી આપ્યું છે.

### તોફાનનાં મુળ કપાયાં

મદીના નજીક રહેતી એ બળવાન યહુદી કોમ હમેશાં મુસલમાનોની સતામણી કર્યા કરતી અને જંગે ખંદકમાં તેઓએ વિશ્વાસઘાત કરી મકકાવાળાને મદદ કરી મુસલમાન ઓરતો ઉપર હુમલો કર્યો હતો તેની સજામાં આજે ૪૦૦ લડાયક યહુદીઓને કતલ કર્યા. અને બાકીના કેદ થવાથી યહુદી તોફાનની જડ સદા માટે કપાઈ ગઈ, તેઓ મદીના વાસીઓએ દુધ પાઈને ઉછેરેલા સાંપ જેવા હતા.

### હઝરત સાઅદ બિન મઆઝની શહાદત

હ. સાઅદ બિન મઆઝ (ર.) જંગે ખંદકમાં ઘાયલ થયા હતા અને મસજીદે નબવીના ચોગાનમાં તંબુ ઉભો કરી તેમને રાખ્યા હતા. રસુલુલ્લાહ (સ) પોતે તેમની સારવાર કરતા. બની કરીઝાના ચુકાદા પછી તેમને ફરી તંબુમાં લાવ્યા થોડાક દીવસ સુધી દવા કરી પણ સાજા ન થયા અંતે તેઓ લડાઇના જખમોની પીડામાંજ મરણ પામ્યા,

### પરદાનો હુકમ

આ વરસે હ, રસુલુલ્લાહ [સ] ને હુકમ આપવામાં આવ્યો કે મુસલમાન ઓરતો ઘરની બહાર નીકળે ત્યારે તેણીઓએ મોટી ચાદર ઓઢી ઘુંઘટ કાઢી લેવો જોઇએ અને ગેરમરદો સાથે વાતો કરતી વેળા પડદાના ઓઠામાં રહેવું જોઇએ, રસ્તો ચાલતી વેળા લોકોનું ધ્યાન ખેંચાય એવી રીતે ચાલવું નહીં અને રસ્તે જતાં લોકો સાંભળે એવો અવાજ કરતાં ઘરેણા પહેરવાં નહીં.

**બીજો હુકમ.**

આ વરસે મ્હોડેથી બનાવી લીધેલા [ દત્તક ] બેટાની સ્ત્રી સાથે નિકાહ કરવાની છુટ મળી, વ્યભિચારીને એકસો, પતિવ્રતા સ્ત્રીઓ ઉપર જુઠી તોહમત મુકનારને ૮૦ ફટકા મારવાનો હુકમ થયો. પાણી ન મળે ત્યારે તયમ્મુમ કરવાની રજા આપવામાં આવી તલાકના નિયમો પણ કુર્આનમાં ઉતર્યા અને પહેલાંની ચાલતી રૂઢી બંધ કરવામાં આવી.

---

## હિજરતનું ૬ ઠું વર્ષ

**હ. રસુલુલ્લાહ (સ.) નું સ્વપ્નું**

હ. રસુલુલ્લાહ [સ.] એ સ્વપ્નામાં જોયું કે હું મુસલમાનો સાથે કાબામાં હજ કરી રહયો છું, આ સ્વપ્નું જોતાં આપને કાબા શરીફની ઝિયારત કરવાનો શોખ થયો અને મુસલમાનોના સારા જમાવ સાથે કાબાની ઝિયારત કરવા રવાના થયા પણ મકકાની પાસે પહોંચતાં ખબર પડી કે કાફર લોકોએ લડાઇની તૈયારી કરેલી છે, રસુલુલ્લાહ (સ) એ કહેવડાવ્યું કે હું લડવા નહી પણ કાબાનાં દર્શન કરવા આવયો છું.

**બાવળ તળે બેઠા**

મકકાની નજીક હદીબીયા મુકામ ઉપર હ. રસુલુલ્લાહ (સ) એ પડાવ નાંખ્યો અને હઝરત ઉસમાન (સ) સાથે સુલેહનો પેગામ મોકલ્યો પણ હઝરત ઉસમાનને શહીદ કર્યાની ખબર મળવાથી આપને ઘણું દુઃખ થયું બાવળના ઝાડ તળે બેસી ગયા અને હાથ લંબાવી કહ્યું આજે મરવા માટે તમારામાંથી કોણ કોણ પ્રતિજ્ઞા (બૈઅત) લે છે.

**બૈઅતે રિઝવાન**

બધા મુસલમાનોએ હ. રસુલુલ્લાહ (સ) ના હાથ ઉપર હાથ

ચુકીને કહયું "અમે બધા મરવાની પ્રતિજ્ઞા લઇએ છીએ. અમને બધાને મોત વ્હાલી છે" આ ઉપરથી વહી આવી કે "ખુદા તે મુસલમાનોથી ઘણો ખુશ થયો જેઓએ મોહંમદ (સ.) ની સાથે ઝાડની નીચે મરવાની પ્રતિજ્ઞા (બૈઅત) કરી" તેથી આ પ્રતિજ્ઞાને "બૈયતે રિઝવાન" કહે છે. કેમકે અલ્લાહની રઝા (ખુશી) આ પ્રતિજ્ઞા ઉપરથી મળી હતી.

**સુલેહનો પેગામ**

થોડીવાર પછી અરવા બિન મસઉદ સકફી મક્કાવાળા તરફથી સુલેહનો પેગામ લાવ્યો અને ખબર મળ્યા કે હઝરત ઉસમાન શહીદ નથી થયા. હ૦ રસુલુલ્લાહ (સ.) એ સુલેહ મંજુર કરી અને શરતો પુછી. શરતો ઘણી સખ્ત હોવાથી મુસલમાનો બગડયા પણ હઝરત રસુલુલ્લાહ (સ.) એ શરતો કબુલ રાખી.

**સુલેહની શરતો**

આ વરસે મુસલમાનોએ પાછા ફરવું, આવતા વરસે આવે પણ હથીયાર બાંધીને આવે નહી, મક્કાનો જે માણસ મુસલમાન થઇને મદીના જાય તેને પાછો મક્કા મોકલવો, અને મદીનાથી જે માણસ નાસીને આવે તેને પાછો આપવામાં નહી આવે, મુસલમાનોએ કહ્યું શું અમે દબાએલા છીએ કે આવી શરતો કબુલ કરીએ, પણ રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું એ શરતો મને કબુલ છે.

**કરારપત્ર લખાયું**

હઝરત અલી (ર,) એ હ૦ રસુલુલ્લાહ (સ,) ના હુકમથી કરાર પત્ર લખ્યું ત્યારે તેમાં ઉમેર્યું કે આ કરારપત્ર મોહંમદ રસુલુલ્લાહ (સ,) તરફથી છે, કાફરોએ કહ્યું અમે તમને અલ્લાહના રસુલ તરીકે કબુલતા નથી તેથી એ શબ્દ કાઢી નાંખો, રસુલુલ્લાહ (સ,) એ હઝરત અલી (ર,) ને કહ્યું—રસુલુલ્લાહ [સ,] નો શબ્દ છેકી નાંખો,

હઝરતઅલી (ર,) એ કહ્યું એ શબ્દ હું છેકી ન શકું, અંતે હઝરતે પોતે એ શબ્દ છેકી નાંખ્યો,

## મુસલમાનોની ખફગી

આ સુલેહનામાથી મુસલમાનો એટલા બધા નારાજ થયા હતા કે કાબાની જે કુરબાનીઓ સાથે લાવ્યા હતા તે બધી કુરબાનીઓ ત્યાંજ કરવાનો હ૦ રસુલુલ્લાહ (સ,) એ હુકમ આપ્યો ત્યારે બધા ચુપચાપ બેસી રહ્યા અને અમલ કર્યો નહી, છેવટ રસુલુલ્લાહ (સ,) એ પોતાની કુરબાનીઓ કરી ત્યારે લાચાર થઇને મુસલમાનોએ પણ કુરબાનીઓ કરી, છતાં બધાની વાતોમાં અને ચ્હેરા ઉપર નારાજી દેખાતી હતી.

## ખુદાની વહી

હ. રસુલુલ્લાહ (સ.) ઉપર વહી આવી કે આ સુલેહ તમારી ફતેહની આગાહી છે, આ વહી સાંભળીને મુસલમાનો વિસ્મીત થયા, થયું પણ એ જ કે આ સુલેહ પછી મુસલમાનોની ફતેહના દરવાજા ખુલ્લા થયા અને હર વખત થતા બળવાનો મુકાબલો કરવો પડતો તે પણ બંધ થઈ ગયા, આ વરસ અમનચેનમાં પસાર થયું.

## દાવતે ઇસ્લામના કાગળ

આ સુલેહથી શાંતિ પથરાઈ એટલે હઝરત રસુલુલ્લાહ (સ) એ મદીનામાં જઇને દુનિયાના મોટા મોટા બાદશાહો અને ઉમરાથો ઉપર દાવતે ઇસ્લામના કાગળ લખ્યા, રોમન કયસર, ઇરાનનો શહનશાહ, અઝીઝે મીસર, હબશાનના બાદશાહ નજાશી અને બીન મુસ્લિમ અરબ ઉમરાવો તરફ એલચીઓ મોકલી જુદા જુદા કાગળો લખ્યા, આ કાગળોની ઘણી સરસ અસર થઈ.

## કાગળોનું લખાણ

એ બધા કાગળોમાં ઘણું ટુંકું લખાણ હતું અને લખ્યું હતું

કે ઇસ્લામ કબુલ કરો, નહી તો તમારી આખી પ્રજાના પાપ માટે તમે જાખમદાર રહેશો. એ કાગળોની શરૂઆતમાં સૌથી પહેલા અલ્લાહનું નામ હતું એ પછી લખ્યું હતું કે મોહમદ અલ્લાહના બંદા અને રસુલ તરફથી............બાદશાહ જોગ.

**કાગળનો જવાબ.**

રોમન ઇસાઇ કૈસરે કાગળની ઘણી તાજીમ કરી અને વિવેક ભર્યો જવાબ આપ્યો. પણ ઇરાનના શહેનશાહે કાગળ ફાડી નાંખ્યો અને કહ્યું મારા નામની પહેલાં મોહંમદ (સ,) એ પોતાનું નામ શા માટે લખ્યું, અને યમનને સુબાને લખ્યું કે મોહંમદ (સ,) ને ગીરફતાર કરી મારી પાસે મોકલી આપો, નજાશીએ ઈસ્લામ કબુલ કરી ભેટ સોગાદો મોકલી, અઝીઝે મીસર તરફથી ભેટ સોગાદો સાથે વિવેકભર્યો જવાબ આપવામાં અવ્યો.

**અબુ સુફિયાનની બેટી.**

અબુ સુફિયાન હ. રસુલુલ્લાહ ]સ.) નો મોટો દુશ્મન હતો તેની બેટી ઉમ્મે હબીબા મુસલમાન થઇ હતી અને હીજરત કરીને પોતાના ભરથાર સાથે હબશાન દેશમાં ચાલી ગઈ હતી, ત્યાંથી ખબર આવી કે તેમના ભરથાર ગુજરી ગયા છે. હ. રસુલુલ્લાહ (સ.) એ કાગળ લખ્યો કે હું પોતે ઉમ્મે હબીબા સાથે નિકાહ કરવા માગું છું. તેણીને મારા તરફથી નીકાહનો પેગામ મોકલો.

**ઉમ્મે હબીબા.**

બાદશાહ નજાશીએ હ. રસુલુલ્લાહ (સ.) નો પેગામ ઉમ્મે હબીબાને પહોંચાડયો તેઓએ આ સંબંધનો સ્વીકાર કર્યો. નજાશીએ હ. રસુલુલ્લાહ (સ.) તરફથી ખાલિદ બિન સઇદને ઈજાબ—કબુલ માટે નીમ્યા. અને પોતાની પાસેથી મહેરની ૪૦૦ અશરીફીઓ મોકલી.

આવી રીતે નિકાહ થયા પછી ઉમ્મે હબીબાને મદીના મોકલ્યાં અને તેઓ સુખપુર્વક મદીના પહોંચી ગયાં.

**રાજદ્વારી અગત્ય.**

જુદા જુદા કબીલામાં હ. રસુલુલ્લાહ [સ.] એ જેટલા નિકાહ કર્યાં હતાં તેમાં એક બે વગર બાકીની બધી વિધવા અને વૃદ્ધા સ્ત્રીઓ હતી, એમા જુદા જુદા કબીલાઓને એકત્ર કરવાનો હેતુ હતો, અબુ સુફિયાનની બેટી સાથે નિકાહ કરવામાં પણ એજ મકસદ હતી કે તે રસુલુલ્લાહ [સ,] નો દુશ્મન હતો અને આ સબંધથી આપ તેની દુશમનાવટ દુર કરવા માંગતા હતા.

**બે સેનાપતિ મુસલમાન થયા.**

આ સુલેહના દીવસો દરમ્યાન મક્કાવાળાના બે મશહુર સેના-પતિ પોતાની મેળે મુસલમાન થયા મદીના આવ્યા. એક ખાલિદ બિન વલીદ હતા જેઓ હમેશાં હ૦ રસુલુલ્લાહ (સ.) સાથે લડતા અને બીજા ઉમર બિન આસ હતા. જેઓએ પાછળથી મીસર જીત્યું. આ બન્ને કશા પણ દબાણ વગર, શાંતિ પાથરવાની હ૦ રસુલુલ્લાહ (સ,) ની રાજનીતિ ઉપર મોહી મુસલમાન થયા હતા.

## હિજરતનું સાતમું વર્ષ.

**યહુદીઓનો બળવો.**

હુદેબીયાની સુલેહ પછી હ૦ રસુલુલ્લાહ (સ.) અને મુસલમાનો ઘણા વખત સુધી અમનથી રહ્યા, પણ ખેબરના યહુદીઓ કાવત્રાં કરી રહ્યા હતાં. બની કરીઝાના પતનથી તેમનામાં ઘણી ઉશ્કેરણી ફેલાઇ હતી એટલે આ વરસે તેઓએ વ્યવસ્થીત બળવો શરૂ કર્યો ખેબર મદીનાથી ૨૦૦ માઇલ છે અને ત્યાં ઘણા જંગી કિલ્લા હતા. યહુદીઓના સરદાર અબુ રાફે સલ્લામે મદીના પર ચઢાઇ લઇ જવાની તૈયારી કદી એટલે ગતફાન કબીલાવાળા પણ તેમની સાથે

જોડાયા. મદીનાને નાબુદ કરવા માટે મોટી ફોજ ભેગી થઈ. યહુદીઓ કહેતા હતા, મોહમ્મદ અને તેના ઘરનો દુનીયામાંથી નાશ નહી કરીએ ત્યાં સુધી અમે ચેનથી બેસવાના નથી. હ૦ રસુલુલ્લાહ (સ.) એ મુસલમાનોનો બચાવ કરવા, યહુદીઓ મદીના ઉપર ચઢાઇ લાવે તે પહેલાં પોતે ખેબર ઉપર ચઢાઇ કરી, મુસલમાનો પાસે ત્યારે ૧૬૦૦ માણસો હતા. તેમાં માત્ર ૨૦૦ સવાર અને બાકીના પાયદળ હતા. હ૦ રસુલુલ્લાહ (સ.) એ આ ફોજ માટે મોટા ૩ વાવટા તૈયાર કરાવ્યા. પહેલાંની લડાઇઓમાં માત્ર નાની નાની ધજાઓ રહેતી હતી.

**ખેબરની લડાઈ.**

ખેબરમાં હ૦ રસુલુલ્લાહ (સ.) એ એવી જગ્યાએ છાવણી નાંખી કે યહુદીઓના ૭ કિલ્લા તેમના ઘેરામાં આવી ગયા. અને ગતફાન કબીલાને મદદ પહોંચવાનો રસ્તો પણ બંધ થઇ ગયો. પાંચ કિલ્લા સ્હેલાઈ સાથે જીતી લીધા પણ કમુસ નામનો કિલ્લો તરત વેળા જીતાયો નહીં. એ કિલ્લાનો હાકેમ મરહબ હતો અને લાંબા વખત સુધી તેણે લડાઇ ચાલુ રાખી.

**અલ્લાહ અને રસુલનો વ્હાલો.**

એક દીવસ હ૦ રસુલુલ્લાહ (સ.)એ ફરમાવ્યું કે કાલે હું ઝંડો એવા માણસને આપીશ જે અલ્લાહ અને રસુલ બન્નેનો વ્હાલો છે અને તે પણ અલ્લાહ રસુલ સાથે હેત દાખવે છે, અને તેનાજ હાથે કિલ્લો ફતેહ થશે. આ વધામણી સાંભળીને દરેક મુસલમાન આખી રાત એજ શોખમાં રહ્યો કે હ૦ રસુલુલ્લાહ (સ.) એ કામ મને સોંપશે. મોટા મોટા સહાબાએ પણ એ શોખમાં આખી રાતનો ઉજાગરો કર્યો. સવાર પડી એટલે હ૦ રસુલુલ્લાહ [સ.]એ ફરમાવ્યું. અલી

ક્યાં છે ? લોકો તેમને બોલાવી લાવ્યા. તેમની આંખ્યો આવી હતી. હ૦ રસુલુલ્લાહ [સ]એ મોઢાનું થુક તેમની આંખ્યોમાં આન્યું અને એક ઝંડો તેમને આપ્યા પછી કહ્યું જાઓ આ કિલ્લો ફતેહ કરો. હ૦ અલી (ર.) એ તરત હુકમ અમલમાં મુકયા.

**મરહબની લડાઇ.**

કિલ્લાના યહુદી હાકેમે બહાર મેદાનમાં આવી કહ્યું-દિલેર, અનુ ભવી, શુરવીર અને હથીયારબંધ મરહબ હું છું. હઝરત અલી (ર.) એ કહ્યું-જેની માતાએ સિંહ નામ પાડયું હતું તે હું છું અને સિંહ જેવું મારૂં જોર છે. તે પછી પહેલા વારથી મરહબ માર્યો ગયો. માથા ઉપર તરવાર પડીને દાંત સુધી ઉતરી ગઈ.

**હ. સફીયાનો નિકાહ.**

ખેબરના બધા કિલ્લા ફતેહ થયા અને બધા હરીફો શરણ થયા એટલે યહુદીઓના બળવા કાયમી બંધ પાડવા માટે તેમના વડા સરદારની બેટી હઝરત સફીયા સાથે નીકાહ કર્યો. તેઓ મુસલમાન થયેલાં હતાં. આ નિકાહની સારી અસર થઇ અને તે પછી યહુદીઓએ ભાગ્યેજ કાવત્રાં કર્યાં, ખેબરના કિલ્લા ફતેહ થયા પછી એક યહુદણે હ૦ રસુલુલ્લાહ (સ.)ને જમવા તેડયા અને જમણમાં ઝેર મેળવી દીધું. હ૦ રસુલુલ્લાહ [સ,]એ માત્ર એક કોળીયો ખાઇ હાથ ખેંચી લીધો પણ આ ઝેરની અસર આપની વફાત વેળા દેખાઇ, એ ઝેરની અસરથી ત્રણ દીવસ પછી એક સહાબી વફાત પામ્યા. તેઓએ ત્યાં વધારે ખાધું હતું. આ વરસે ખુદાના હુકમથી પંજાવાળાં પક્ષી અને હિંસક પશુ ( દરિન્દા ) ગધેડા અને ખચ્ચરનું માંસ હરામ થયું અને મુતા પણ આ વરસે હરામ ઠર્યો. બાંદીઓ અને ચાંદી સોનાની લેવડ દેવડના કાનુનો પણ બંધાયા જે અત્યાર સુધી ફિકાહની કિતાબમાં મોજુદ છે.

### ફિદકની લડાઇ.

ખેબરની ફતેહ પછી વાદીએ કુરા અને ફિદકના રસ્તે પાછા ફર્યાં. ફિદક આગળ આવતાં યહુદીઓએ પાછળથી તીર વરસાવવા માંડયા. તેમની નેમ હ૦ રસુલુલ્લાહ (સ) ઉપર હતી. હઝરતનો ગુલામ મુદઈમ ઊંટની કાઠી ઉતારતાં યહુદીઓના તીરથી શહીદ થયો, હઝરતે હુમલાનો હુકમ દીધો. લડાઇ થઇ અને યહુદીઓ હાર્યાં. એટલે આ મથકો પણ મુસલમાનોના કબજામાં આવ્યાં. અક્કડ થઇને મગરૂરીની ચાલ ચાલવાની હ૦ રસુલુલ્લાહ ( સ. ) મનાઈ કરતા હતા, પણ ખેબરની ફતેહ પછી છેલ્લા સુલેહ નામાના આધારે કાબાની યાત્રાએ આવ્યા ત્યારે મક્કાના લોકોએ કહેવા માંડયું કે મુસલમાનો ઘણા નબળા અને નમાલા લાગે છે એટલે તેમને હરાવવાનું કામ અઘરૂં નથી. તેથી હ૦ રસુલુલ્લાહ ( સ. )એ હુકમ આપ્યો કે મુસલમાનોએ અક્કડ થઇને કાબાનો તવાફ કરવો કે જેથી મુસલમાનો મજબુત અને પાણીદાર દેખાય.

### હઝરત હમઝા [ર.]નાં બેટી.

હ૦ રસુલુલ્લાહ (સ.) કાબાની હજ, ઉમરો અને ઝિયારતથી પરવાર્યા ત્યારે આપે જોયું કે હઝરત હમઝા (ર.) નાં ન્હાનાં બેટી અમામા દોડતાં આવ્યાં. હ૦ રસુલુલ્લાહ (સ.)એ તેમને છાતી સરસાં ચાંપી લાડ લડાવ્યાં અને તેમના પિતાને યાદ કરી રડી પડયા. ફરી હઝરત અલીએ ગોદમાં લઇ પ્યાર કર્યો.

---

## હિજરતનું આઠમું વરસ.

### મુતાની લડાઈ

જે દીવસોમાં હ૦ રસુલુલ્લાહ (સ.)એ બધા બાદશાહોને ઇસ્લામની દાવતના કાગળ લખ્યા હતા ત્યારે એક કાગળ બસરાના બાદ-

શાહ શરહબીલ બિન અમર ઉપર પણ મોકલ્યો હતો. તે ઈસાઈ હતો અને રોમન શહનશાહનો ગવરનર હતો. શરહબીલે હ૦ રસુલુલ્લાહ (સ.) ના કાસદને કતલ કરાવ્યો હતો તેનું વેર લેવા માટે ત્રણ હજાર મુસલમાનોની ફોજ મોકલવામાં આવી.

## ગુલામ સેનાપતિ તરીકે.

આ ફોજનું સેનાપતિ પદ હઝરતના આઝાદ કરેલા ગુલામ ઝેદ બિન હારિસને આપવામાં આવ્યું. હઝરત અલી (ર.) ના ભાઈ જાફર (ર.) અને બીજા નામચીન મુસ્લીમ સરદારો એ ફોજમાં હતા. અને એક ગુલામ સરદાર બને એ વાત તેમને ગમી નહીં. પણ રસુલુલ્લાહ (સ.)એ ફરમાવ્યું મારો હુકમ માનો અને ઝેદના તાબામાં રહો. આ ત્રણ હજાર મુસલમાનો શરહબીલની હદમાં પહોંચ્યા ત્યારે તે એક લાખ સીપાહોનું લશ્કર લઇ સામે થયો. આ લડાઈમાં હઝરત ઝેદ [ર.] હ. જાફર, વગેરે મોટા મોટા નામચીન સરદારો શહીદ થયા. અને હારેલી ફોજ લઇને હઝરત ખાલિદ બિન વલીદ (ર.) મદીના પાછા ફર્યાં. આ હારનું હઝરત રસુલુલ્લાહ [સ.]ને ઘણું દુઃખ થયું. હઝરત રસુલુલ્લાહ (સ.)ની વફાત પછી હ. અબુબકરે તેનો બદલો લીધો. હોદેબીયાના સુલેહનામાની મુદ્દત પુરી નહોતી થઈ પણ મક્કાવાળાએ પેગામ મોકલ્યો કે અમે એ સુલેહનામું રદ કરીએ છીએ હવે એ સુલેહનામાની શરતો અમને બંધનકર્તા ગણવી નહી. સાથેજ રસુલુલ્લાહ (સ.)ના મિત્ર કબીલાવાળા ઉપર હુમલો કર્યો અને કાબાની અંદર ખઝાઆ કબીલાના માણસોનાં ખુન કર્યાં. ખઝાઆ કબીલાવાળાએ હ. રસુલુલ્લાહ (સ) ને ફરીયાદ કરી અને આપે મદદ કરવા વચન આપ્યું. હ૦ રસુલુલ્લાહ [સ.]એ ખઝાઆવાલાને મદદ કરવાનું વચન આપ્યાની વાત સાંભળીને મદીનાવાળાની હીલચાલ જોવા

અબુ સુફિયાન મદીના આવ્યો અને સીધો પોતાની બેટી ઉમ્મે હબીબા (ર.) ની પાસે પહોંચ્યો. તેણીએ હઝરત રસુલુલ્લાહ ( સ. ) બેસતા હતા તે બીછાનું વાળી લીધું. અબુ સુફિયાને કહ્યું શું એ બીછાનું તારા બાપની આબરૂ કરતાં હલકું છે. બેટીએ કહ્યું નહી, તેની આબરૂ ઘણી ઉંચી છે. અબુસુફિયાને કહ્યું એ બીછાનું મારા કરતાં ઉંચું કેવી રીતે ? તેણીએ કહ્યું એવી રીતે કે તેની ઉપર હઝરત રસુલુલ્લાહ (સ) બેસે છે અને તુ મુશરિક ( અધર્મી ) છે. અબુ સુફિયાને કહ્યું હાય અફસોસ ! મોહમદે (સ) મારી બેટી ઉપર જાદુ કરી મારી વિરૂદ્ધ ઉશ્કેરી મુકી છે. સાંભળ તારા બાપનું માન આખા અરબ અને કિસરા તથા કૈસરના દરબારમાં છે.

## હ. રસુલુલ્લાહના દરબારમાં.

અબુ સુફિયાન રસુલુલ્લાહ (સ.) ના દરબારમાં આવ્યો અને ઉશ્કેરાયેલી હાલતમાં કહ્યું:—શું તમે આપણા ખાનદાનની ઓરતોને મક્કાથી લાવીને મદીનાના હલકા અને નીચ માણસોને સોંપી દેશો. હોદેબીયાની ટુટેલી સુલેહ પાછી કાયમ કરવા હું અહીં આવ્યો છું. રસુલુલ્લાહ (સ)એ મોઢું ફેરવી લીધું અને કશો જવાબ દીધો નહી. અબુસુફિયાન પાછો ચાલ્યો ગયો.

## મક્કા ઉપર ચઢાઇ.

હ. રસુલુલ્લાહ (સ.) એ મુસલમાનોની મોટી ફોજ લઇને મક્કા તરફ કુચ કરી. તેમનો હેતુ મુર્તિપુજાની નાપાકી કાબામાંથી દુર કરવાનો હતો. મુસલમાનોની ફોજ મક્કાની નજીક પહોંચી ત્યારે અબુ સુફીયાન ફરી જાસુસી કરવા આવ્યો, પણ તરતજ ગીરફતાર થયો અને હઝરત રસુલુલ્લાહ (સ.) ની આગળ રજુ કરવામાં

આવ્યો. કેટલીયવાર સુધી બોલ્યા વગર હ. રસુલુલ્લાહ [સ.] તેની તરફ જોઇ રહયા.

## અબુ સુફિયાન મુસલમાન થયો

તે પછી હ. રસુલુલ્લાહ (સ) એ પુછયું–કેમ અબુસુફિયાન! હવે ખાત્રી થઇ કે ખુદા એક છે ? અબુ સુફિયાને કહ્યું–કોઈ બીજો ખુદા હોત તો આજે અમારા કામ ન આવ્યા હોત ? રસુલુલ્લાહ (સ.)એ ફરમાવ્યું—અને હું ખુદાનો પયગમ્બર છું એમાં પણ કંઇ સંદેહ છે ? અબુ સુરીયાને કહ્યું—અલબત એમાં સંદેહ છે ખરો. એ પછી હઝરત અબ્બાસના કહેવાથી તેણે કલમો પઢયો અને મુસલમાન થયો. હ. રસુલુલ્લાહ (સ.) એ હઝરત અબ્બાસ (ર.) ને કહ્યું:—અબુ સુફિયાનને નમાઝમાં તમારી પાસે ઉભો રાખજો. નમાઝ શરૂ થઇ અને બધા મુસલમાનો રૂકુમાં ગયા ત્યારે અબુ સુફિયાને રૂકુની અંદર આજુ બાજુ અને આગળ પાછળ જોવા માંડયું. આખી નમાઝમાં એવીજ હરકતો કરતો રહયો નમાઝ પુરી થયા પછી તેણે હઝરત અબ્બાસને કહયું. આવું જાદુ મેં આખી ઉમરમાં કદી નથી જોયું. મુસલમાન થયા પછી અબુ સુફિયાન મક્કામાં ગયો અને તેણે બધા કાફરોને ભેગા કરી કહ્યું મેં રોમન કૈસરને જોયો, ઇરાનના કિસરાને જોયો. પણ કોઇની એટલી ઇજ્જત નથી કરવામાં આવતી જેટલી મોહંમદ (સ) ની ઈજ્જત કરવામાં આવે છે. તે ઉભો થાય છે ત્યારે બધા ઉભા થઇ જાય છે, તે નમે છે ત્યારે બધા નમી પડે છે હું પણ મુસલમાન થઇ ગયો છું.

## હિન્દાએ તમાચો માર્યો.

અબુ સુફિયાનની ઓરત હિન્દાએ ડાઢી ઝાલીને એક તમાચો માર્યો અને કહયું કે તને કોમે ખબરો મેળવવા મોકલ્યો હતો કે

મુસલમાન થઇ જવા ? કે અહીં આવીને મોહંમદની તાકતથી કોમને ખ્હીવડાવવા ? અબુ સુફિયાને કહયું હું જે જોઈને આવ્યો છું તે તુ નથી જાણુતી. અત્રે જાહેર કરવાની જરૂર છે કે મોહંમદે (સ.) કહયું છે કે જે માણુસ અબુ સુફિયાનના ઘરમાં આશરો લેશે તેને સલામતીનું વચન આપવામાં આવે છે.

## મક્કામાં દાખલ થયા.

હ. રસુલુલ્લાહ [સ.] મુસલમાનોની ફોજ સાથે મક્કામાં દાખલ થયા. જ્યાંની પ્રજાએ તેમને દેશપાર થવાની ફરજ પાડી હતી અને નિરાધાર હાલતમાં સંતાઈને જન્મભુમિ છોડવી પડી હતી. આજે તેજ જન્મભુમિના દુશમનો હેબતાઇ ગયા હતા. છુટો છવાયો મુકાબલો થયો પણ વધારે ખુવારી થઇ નહી. મક્કામાં દાખલ થઇ હ. રસુલુલ્લાહ (સ.) એ હુકમ આપ્યો. મારો ઝંડો હ. ખદીજા (ર.) ની કબર પાસે હજુનમાં ઉભો કરવો. ખાલિદ બિન વલીદે મક્કાના બીજા ભાગો થોડીક ઝપાઝપી પછી કબજે કર્યાં. જોત જોતામાં આખા શહેર ઉપર મુસલમાનોનો કબજો થઇ ગયો. હ. રસુલુલ્લાહ (સ.) ને પુછવામાં આવ્યું આપનો ઉતારો કયાં રહેશે. હ. રસુલુલ્લાહ [સ] એ ફરમાવ્યું:—હવે અહીંયાં મારૂં કોઇ ઘર બાકી રહયું નથી બધાં ઘર અબુ સુફિયાને ખરીદી લીધાં છે. મને અને મારા ખાનદાનને ઘેરો ઘાલી કેદ કરવામાં આવ્યું હતું ત્યાં હું ઉતરીશ. આ વાત સાંભળીને બની હાશમ અને મુસલમાનો રડી પડયા. અને રસુલુલ્લાહ (સ.) ખીફ (શઅબે અબુતાલિબ)માં ઉતર્યાં.

## મુર્તિઓ ભાંગી

હ. રસુલુલ્લાહ (સ.) એ કાબામાં જઈ કુર્આનની આયત પઢી " સત્ય આવ્યું અને કુફ્રનો નાશ થયો કુફ્ર નાશ થનારી વસ્તુ

હતી " એ પછી કાબામાંની બધી મુર્તીઓ ભાંગી નાંખવામાં આવી, ચિત્રો ભુંસી નાંખ્યાં અને હ. બિલાલે કાબા ઉપર ચઢીને બુલંદ અવાજે બાંગ દીધી.

**ફતેહમંદીનું વ્યાખ્યાન.**

નમાઝ પછી મક્કાના બધા કાફરોને ભેગા કરી તેમની સામે એક સુંદર વ્યાખ્યાન કર્યું જે અત્યાર સુધી યાદગાર છે. એ પછી આપે જોયું કે લાગટ તેર વરસ સુધી જે લોકોએ પજવણી કરી હતી તે બધા સામે હતા કેટલીય વાર સુધી રસુલુલ્લાહ (સ.) તેમને જોતા રહયા. તે પછી આપે કહયું હું તમારી સાથે કેવી રીતે વરતીશ તે તમે જાણો છો ? કાફરો પોતાનો છેવટનો વિચાર કરી ધ્રુજી ઉઠયા. તેઓએ નમનતાઇથી કહ્યું **અન્તા અખુન કરીમુન વ ઈબ્નો અખિન કરીમ** " તુ અમારો માયાળુ ભાઇ છે અને માયાળુ ભાઇનો બેટો છે. " બેશક અમે તારી ઉપર ઘણો જુલમ કર્યો છે. છતાં તારી ખાનદાની જોતાં અમને માફીની ખાત્રી છે અમે ધારીએ છીએ કે તુ માફ કરશે અને જો સજા કરે તો પણ અમે સજાને લાયક છીયે. આ જવાબ પછી કેટલીયવાર સુધી સનસની ભરી ચુપકીદી રહી.

**મેં બધાને માફ કર્યું"**

એ પછી હ. રસુલુલ્લાહ [સ] એ બુલંદ અવાજે કહયું–" તમે બધા આઝાદ છો. આજે તમારી ઉપર કશો ગુનોહ નથી. મેં બધાને માફ કર્યું. " આ શબ્દો સાંભળતાં કાફરોનાં માથાં શર્મ અને નદામતથી નીચાં નમ્યાં. હ. રસુલુલ્લાહ [સ.] એ આકાશ તરફ જોવા માંડયું એમ જણાતું કે જાણે તેઓ ખુદાને અરજ કરતા હતા કે મેં તારી ઈચ્છા પ્રમાણે ચુકાદો આપ્યો છે.

**જંગે હુનેન,**

મક્કા ફતેહ થયા પછી હ. રસુલુલ્લાહ (સ,) પંદર દીવસ મક્કામાં રહયા. અહીની બધી ગોઠવણ કરી. તે દરમ્યાન ખબર

મળી કે હવાઝન કબીલાવાળા અને સકીફ કબીલાવાળા વચ્ચે, જ્યાં રસુલુલ્લાહ (સ.) એ બાળપણમાં દુધ પીધું હતું તેમની વચ્ચે લડાઈની તય્યારી ચાલે છે અને ઘણા માણસો ભેગા થયા છે. રસુલુલ્લાહ (સ.)એ તપાસ કરવા માણસો મોકલ્યા અને લડાઇની વાત ખરી પડી.

**હવાઝન ઉપર ચઢાઈ.**

એટલે હઝરત રસુલુલ્લાહ (સ,) ૧૨૦૦૦ સીપાહીઓની ફોજ લઇ હુનેન તરફ રવાના થયા. આ ફોજમાં ઘણા કાફરો પણ આવ્યા હતા જેઓ મક્કાની ફતેહ પછી તાબે થયા હતા. પણ લડાઇ શરૂ થતાં કાફરો નાઠા એટલે મુસલમાનોના પગ પણ ઉખડી ગયા અને એકલા રસુલુલ્લાહ [ર.] રહી ગયા.

**હ. અબ્બાસની ગર્જના**

હ. રસુલુલ્લાહ (સ.)ના કાકા ઘોડાનો પેગડો પકડીને ઉભા હતા તેઓએ મુસલમાનોને હાકલ કરી અને ખુદ રસુલુલ્લાહ (સ.) એ પણ બુલંદ અવાજે પડકાર કર્યો–" હું પયગમ્બર છું, હું અબ્દુલ મુત્તલિબનો બેટો છું." આ શબ્દો સાંભળતાં મુસલમાનો થંભ્યા અને પાછા વળ્યા. તેઓએ ભેગા થઇ હવાઝન ઉપર હુમલો કરી મેદાન જીતી લીધો અને બેશુમાર માલ સાથે સંખ્યાબંધ માણસોને ગીરફતાર કર્યા.

**રસુલુલ્લાહના દુધ બ્હેન**

હઝારો કેદીઓને હ. રસુલુલ્લાહ (સ.) ની હજુરમાં રજુ કરવામાં આવ્યા તેમાંની એક ઓરતે કહ્યું મારૂં નામ શીમાઆ છે. અને હું આપની દુધ બ્હેન છું. રસુલુલ્લાહ [સ,] એ ફરમાવ્યું તેનો પુરાવો શું છે. તેણીએ પુંઠ દેખાડી કહ્યું બાળપણમાં આપે મારી પુંઠ કરડી ખાધી હતી, હજુ સુધી દાંતના નીશાન મોજુદ છે. રસુલુલ્લાહ (સ,) એ નિશાન જોઇને રડી પડયા અને કહ્યું તું સાચી વાત કરે

છે. હ. રસુલુલ્લાહ (સ,) એ પોતાની ચાદર પાથરી બ્હેનને તે ઉપર બેસાડી મહોબ્બતની વાતો કરવા માંડી અને ઉંટ તથા બકરાંની મોટી સંખ્યા આપી કહયું—બ્હેન ! તમારી ઇચ્છા હોય તો મારી સાથે રહો અને કહો તો તમારે ઘેર મુકી આવું. તેઓએ ઘેર જવાની માગણી કરવાથી પહોંચાડવામાં આવ્યાં ને એ ખાનદાનના ઘણા લોકોને છોડી મુકયા.

### તાયફ પર હુમલો

હુનેનમાંજ ખબર મળ્યા કે તાયફમાં રમખાણ થવાની તૈયારી છે. તેથી હ. રસુલુલ્લાહ [સ,] પોતે તાયફ ગયા અને વીશ દીવસ સુધી ઘેરો રહયો પણ કિલ્લો ફતેહ ન થયો. બધા લોકોની સલાહથી ઘેરો ઉઠાવી લઇ હ. રસુલુલ્લાહ (સ.) મદીના ગયા. હવે આખા અરબસ્તાનમાં ઇસ્લામનો કોઈ હરીફ રહયો નહોતો. હવાઝન ફતેહ થયા પછી હ. રસુલુલ્લાહ ( સ, ) એ ગનીમતના માલમાંથી મક્કાના કાફરોને પણ ભાગ આપ્યો ત્યારે કેટલાક અનસારોને માઠું લાગ્યું. હ. રસુલુલ્લાહ (સ,) એ કહયું તમે દોલત માગો છો કે મોહંમદને માગો છો. તેઓ રડી પડયા અને અરજ કરી અમે આપને માગીએ છીએ. આપે ફરમાવ્યું—ત્યારે હું તમારામાં રહીશ અને તમારો થઇનેજ રહીશ. દોલત બીજાઓને લઇ જવાદો. એ પછી આપ મદીને ગયા.

---

## હિજરતનું નવમું વર્ષ,

### તબુકની ચઢાઇ

તબુક મદીનાથી શામદેશ તરફ ચૌદ મંઝીલ (પડાવ) દુર છે. મુતાની લડાઇમાં મુસલમાનોની થયેલી હારનું હ. મોહમંદ (સ) ને

ઘણું દુઃખ હતું. રસુલુલ્લાહ (સ.)ને ખબર મળી કે શામમાં રોમન લોકોએ મોટું લશ્કર ભેગું કર્યું છે અને તેઓ મદીના ઉપર ચઢાઈ કરવા માગે છે. તેમના મુકાબલા માટે રસુલુલ્લાહ (સ.) ૩૦૦૦૦ સીપાહોની ફોજ લઇ નીકળ્યા અને તબુકમાં આવી ડેરા ઠોકયા. તબુકમાં આવ્યા પછી માલુમ પડયું કે રોમનોએ લશ્કર ભેગું કર્યાની અને મદીના ઉપર ચઢાઇ કરવાની વાત ખોટી હતી. હ. રસુલુલ્લાહ (સ.)એ વીસ દીવસ સુધી તબુકમાં પડાવ રાખ્યો અને આજુ બાજુના ઇસાઇ સરદારો સાથે મીત્રાચારી બાંધી. એ બધા લોકોએ સલામતીનો ટેક્ષ ( જઝીયા વેરો ) આપવાનું કબુલ કર્યું અને આપ મદીના ખાતે પાછા ફર્યા. આ વરસે હઝરત રસુલુલ્લાહ (સ.)એ હ૦ અબુબકર ( ર. ) હઝરત અલી ( ર. ) અને હ૦ સાઅદ બિન વકાસને ત્રણસો મુસલમાનો સાથે હજ કરવા મક્કા મોકલ્યા અને કહ્યું કે કુફ્રના જમાનાની મક્કામાં ચાલતી નઠારી વાતો બંધ કરવી. એ બધાએ ત્યાં જઇને હુકમ પ્રમાણે અમલ કર્યો. ઝકાતનો હુકમ પણ એ વરસેજ આવ્યો.

**નજાશીના જનાઝાની નમાઝ.**

આ વરસે હબશાન દેશથી ખબર આવી કે ત્યાંનો મુસલમાન થઇ ગયેલો બાદશાહ નજાશી વફાત પામ્યો. રસુલુલ્લાહ (સ) એ બધા મુસલમાનોને ભેગા કરી ગાયબાના જનાઝાની નમાઝ પઢી અને નજાશી માટે દુઆ માગી, મુસલમાનોને કહયું તે તમારો ભાઇ અને ઉપકાર કરનાર હતો જેણે સંકટ સમયે સહાય કરી હતી.

---

## હિજરતનું દસમું વર્ષ.

**કબીલાવાળાની ફોજો**

મક્કાના કાફરો તાબે થયા પછી અરબસ્તાનના કબીલાવાળા ટોળાબંધ મદીનામાં આવતા અને મુસલમાન થઈને પાછા જતા.

કેમકે મક્કાવાળાનો તેમની ઉપર ઘણો પ્રભાવ હતો. તેઓ તાબે થતાં બધા લોકો મુસલમાન થયા. કુરાન શરીફમાં એ કબીલાવાળાની ફોજો મદીના આવી મુસલમાન થયાની વાતનું વર્ણન છે.

### વ્યવસ્થા અને સુધારા

તબુકથી પાછા ફર્યા પછી હ. રસુલુલ્લાહ [સ.] રાત દીવસ મુસલમાનોની ધાર્મીક અને સામાજીક વ્યવસ્થા અને સુધારાની યોજનાઓ સંબંધી વિચાર કરતા. મોટામાં મોટી અને નાનામાં નાની કોઇ વાત એવી નહોતી જેનું વ્યવસ્થિત બંધારણ તેઓએ ન ઘડયું હોય અને તે માટે કાયદા કાનુનો અમલમાં ન મુકયા હોય. આખો વખત એજ બાબતોમાં રોકયેલા રહેતા.

### દીન સંપુર્ણ થયો

છેવટ અલ્લાહ તાલાએ કુર્આન શરીફની એક આયત ઉતારીકે "મુસલમાનો ! આજે મેં તમારો ધર્મ સંપુર્ણ (મુકમ્મલ) કર્યો અને મારી બધી ન્યામતો તમને આપી" આ આયતમાં હ૦ રસુલુલ્લાહ [સ.] વિષે ઇશારો કરવામાં આવ્યો જેને હ૦ અબુબકરે વફાતનો ઇશારો સમજ્યો. એથી તેઓએ રૂદન કરવા માંડયું, કેમકે જુદા પડવાનો વખત પાસે આવી ગયો હતો.

### હજજે વિદાઅ

આ વરસના છેલ્લા દીવસોમાં હ૦ રસુલુલ્લાહ [સ.] એ બાલ બચ્ચાં સાથે હજની મુસાફરી કરી. બધા સહાબા સાથે હતા અને દેશના જુદા જુદા ભાગમાંથી આ હજમાં ભાગ લેવા માટે સંખ્યાબંધ કબીલાવાળા દુર દરાજથી આવ્યા હતા. કેમકે તેમનો મોટો ભાગ આ વરસે મુસલમાન થયો હતો, આવી હજનો પ્રસંગ ફરી કદી આવ્યો નથી અને આવવાનો સંભવ પણ નથી.

**વફાતના ઈશારા.**

આ હજ દરમ્યાન રસુલુલ્લાહ (સ) વાત વાતમાં પ્રસંગોપાત એવા શબ્દો કહેતા જેમાં આપની વફાતનો સંકેત જણાતો હતો, પણ સાધારણ લોકો સમજી શકતા નહોતા. અલબત્તા ખાસ માણુસો એ શબ્દો સાંભળતા ત્યારે બેચેન થઇ રૂદન કરતા હતા. ખસુસ કરીને હ. અબુબકર અને હ. અલી.

**છેલ્લી શીખામણ.**

હજની ક્રીયા પુરી થયા પછી હઝરત રસુલુલ્લાહ (સ,) એ ઉંટ ઉપર બેસીને એક લાખ મુસલમાનોના જમાવમાં શીખામણ આપવા માંડી, એ શીખામણ એટલી બધી અસરકારક હતી કે મુસલમાનોએ આટલી લાંબી, આવી અસરકારક અને સાર ગર્ભિત શીખામણો હ. રસુલુલ્લાહ (સ,) ના મ્હોડેથી સાંભળી નહોતી. આ શીખામણ વાળા વ્યાખ્યાનમાં પણ હ. રસુલુલ્લાહ (સ,) એ કહયું હતું કે હવે પછી હું અહીં નહી આવું આ મારી છેલ્લી હજ છે, હજે વિદાયના વ્યાખ્યાનમાં હ૦ રસુલુલ્લાહ ( સ, ) એ મુસલ-માનોને ઘણી શીખામણો આપી હતી. તેમાની અગત્યની વાતો અવી હતી કે પરસ્પર લડવું નહી, સ્ત્રીઓના હક્કો ધ્યાનમાં રાખવા, દાસીઓ અને ગુલામોની આઝાદી તથા આરામનો ખ્યાલ રાખવો, પહેલાં થયેલાં ખુનોનું વેર લેવાનો વિચાર મનમાંથી કાઢી નાંખવો, એ પણ ફરમાવ્યું કે મારી પછી જો તમે અલ્લાહ તાલાના પુસ્તક કુરાન અને મારા એહલે બયતને પગલે ચાલશો તો ગુમરાહ થશો નહી. આપ ભારે બુલંદ અવાજે શીખામણનું વ્યાખ્યાન કરતા હતા. ઉંટ ઉપર બેઠા હતા. લોકો તદન શાંત હતા અને ધ્યાન પુર્વક સાંભળતા હતા તેથી દરેક માણસે આપનું વ્યાખ્યાન સાંભ-ળ્યું અને યાદ રાખ્યું.



# હિજરતનું અગિયારમું વર્ષ.

## જવાના હોય તો.

હજ કરીને મદીના આવ્યા ત્યારે મોહર્રમનો આખો મહીનો એવો પસાર થયો કે જાણે કોઈ જગતની મુસાફરીએ જવાના છે. એટલે દરેક વસ્તુને એવી રીતે ઠીક કરતા હતા કે તેને પોતાની સાથે મુસાફરીમાં લઇ જવાના છે. અને પોતાના ઘરના માણસો તથા મિત્રો સાથે પણ એવીજ વાતો કરતા હતા. સને ૧૧ હીજરીના સફર મહીનાની આખરીએ હ૦ રસુલુલ્લાહ (સ) ના માથામાં દુખાવો થવા માંડયો અને તાવ પણ ચઢવા માંડયો, આ હાલતમાં પણ આપ માથે પાટો બાંધીને પાંચે વખતની નમાઝ પઢાવતા અને આખો દીવસ અરબસ્તાન અને મુસલમાનોની વ્યવસ્થીત ગોઠવણોનાં કામ કર્યા કરતા અને કોઇક વેળા ઘરમાં જઇને સુઇ જતા. એક દીવસ હ૦ રસુલુલ્લાહ (સ.) એ બીમારીની હાલતમાં મીમ્બર ઉપર ચઢીને ખુતબો પઢયો કે જો કોઇનો હક મારી ઉપર બાકી હોય તો આજે માગી લેવો, અથવા કોઇને મારા હાથ કે જીભથી કશી તકલીફ થઇ હોય તો તેણે બદલો લઈ લેવો. બધા મુસલમાનોએ રડીને કહ્યું:—યાર સુલુલ્લાહ (સ.) આપે હાથ કે જીભ વડે કદી તકલીફ દીધી નથી.

## અકાશા ઉભા થયા.

પણ એક મુસલમાને આગળ આવી કહ્યું જેમનું નામ અકાશા હતું. એક વખત આપે મને સોટી મારી હતી ત્યારે મારૂં શરીર ખુલ્લું હતું. માટે આપ પેરણ ઉતારો કે હું આપના ઉઘાડા શરીર ઉપર સોટી મારી બદલો લઉં. એ વાત સાંભળીને હ૦ રસુલુલ્લાહ [સ,] એ ફરમાવ્યું હું હાજર છું સોટી મંગાવો.

અકાશાની વાત સાભળીને મસજીદના લોકો ખળભળી ઉઠયા ને બધા વિલાપ કરવા લાગ્યા. હઝરત અલીએ બેચેન થઇને કહ્યું— રસુલુલ્લાહ માંદા છે તેમનું ઘડપણ છે, તને દયા નથી આવતી? આ હાલતમાં તું એમને સોટી મારવા માગે છે. આવ મારા શરીર ઉપર એક નહી દસ સોટીઓ માર. નહી તો મુસલમાનો તને અહીં જ મારી નાખશે.

## એકનો ભાર બીજો નથી ઉપાડી શકતો.

હઝરત રસુલુલ્લાહ [ સ. ] એ હઝરત અલીને બોલતા અટકાવી કહ્યું—અલી ! ખુદા ફરમાવે છે કે "એકનો ભાર બીજો નથી ઉપાડી શકતો." જો મેં અકાશાને સોટી મારી હોય તો તેનો બદલો મારે જ આપવાનો છે. એ ભાર બીજો કોઈ નથી ઉપાડી શકતો. આ વાત સાંભળતાં બધા મુસલમાનો અને હઝરત અલી (ર.) ચીસો પાડીને રૂદન કરવા લાગ્યા અને કેટલાક રડતાં રડતાં બેભાન થઇ ગયા. હઝરત રસુલુલ્લાહ [ સ. ] મીમ્બર ઉપરથી ઉઠયા અને સ્મીત કરતા અકાશા પાસે આવ્યા અને કહ્યું મેં કોઇની સામે કદી મારૂં શરીર ઉઘાડયું નથી એટલે તુ કોઠડીમાં આવ ત્યાં હું મારૂં પેરણુ ઉતારીશ ત્યાં તુ સોટી મારજે. એમ ન થાય કે અહી લોકો તારી ઉપર સખતાઇ કરે. અકાશાએ એ વાત કબુલ કરી અને હ૦ રસુલુલ્લાહ [ સ ] ની સાથે કોઠડીમાં ગયો.

## હ૦ રસુલુલ્લાહ (સ.) એ પેરણુ ઉતાર્યું

કોઠડીમાં જઇને હ૦ રસુલુલ્લાહ (સ) એ પેરણુ ઉતાર્યું અકાશાએ સોટી ફેંકી દીધી અને મોહરે નબુવતને ચુંબન કર્યું ફરી પગે પડયો અને પગને ચુંબન કર્યું. ફરી અરજ કરી કે માત્ર મોહરે નબુવત જોવા અને ચુંબન લેવા માટે આ યુકિત કરી હતી

નહીતો આપે મને કદી સોટી મારી નથી. કહ્યું જા તારી ઉપર દોઝખ હરામ છે.

## વસીયત નામું.

એક દીવસ સખત તાવ ચઢયો હતો. એહલે બૈત અને સહાબા પાસે બેઠા હતા, રસુલુલ્લાહ (સ.) એ ફરમાવ્યું કે કાગળ, કલમ ને ખડીયો લાવો કે હું વસીઅતનામું લખી આપું અને તમે મારી પછી ગુમરાહ ન થાઓ. હ૦ ઉમરે [ર.] અરજ કરી. અમારા માટે અલ્લાહનું પુસ્તક કુર્આન પુરતું છે. કેટલાક માણસોએ કહ્યું રસુલુલ્લાહ (સ) નો હુકમ બજાવી લાવવો જોઇએ. પણ વસીઅતનામુ લખવામાં આવ્યું નહી અને લોકો ઉઠીને ચાલ્યા ગયા.

## હ૦ અબુબકરની ઇમામત.

તાવની તકલીફ વધી ગઇ ત્યારે રસુલુલ્લાહ [સ.[ એ હઝરત બીબી આયશા (ર.) ને કહ્યું કે તમારા પિતા અબુબકર (ર.) ને કહો કે મારી જગ્યાએ મસ્જીદમાં નમાઝ પઢાવે. હઝરત આયશા (ર.) એ હુકમ પ્રમાણે અમલ કર્યો અને હ૦ અબુબકર (ર.) એ ૧૭ નમાઝો મુસલમાનોને પઢાવી, અને એક નમાઝ હઝરત રસુલુલ્લાહ (સ.) એ પણ તેમની પાછળ પઢી.

## આખરી વખત.

એ નમાઝ પછી હઝરત રસુલુલ્લાહ [સ.] કોઠડીમાં ગયા અને ફરી બાહર આવી શકયા નહી અને હાલત ગંભીર થતી ગઇ. હઝરત આયશા [ર ] ટેકો દઇને બેસતાં અને હ. રસુલુલ્લાહ (સ.) દાતણ કરતા હતા કેમકે રસુલુલ્લાહ (સ.) ને દાતણ સાથે મહોબ્બત હતી. અને છેલ્લી ઘડી સુધી દાતણ મુકયું નહીં. આપના દાંત સાફ અને ચળકતા રહેતા અને છેલ્લી ઘડી સુધી બધા દાંત મોજુદ હતા. માંદગીના દીવસોમાં હઝરત બીબી ફાતમા (ર.) અને હઝરત અલી

(ર) પણ સેવામાં હાજર રહેતા અને સારવાર કરતા હતા. હઝરત રસુલુલ્લાહ (સ.) આંખ ઉઘાડતા ત્યારે હઝરત ફાતમા (ર.) તરફ જોઇને સ્મીત કરતા જાણે માયા અને મમતા દેખાડતા હતા. બીબી ફાતમા (ર.)ના હરખનો પાર રહેતો નહોતો અને તે માટે ઘણાં મગરૂર હતાં. માંદગીની વેદના ઘણી વધી, ત્યારે હઝરત બીબી ફાતમાએ (ર.) અરબીમાં કહ્યું—"હાય મારા પિતાનું દુઃખ" હ૦ રસુલુલ્લાહ (સ) એ આંખ ઉઘાડી અને બીબી ફાતમા [ર] ને હાથના ઈશારાથી પાસે બોલાવ્યાં અને કાનમાં કંઇક કહ્યું. હઝરત બીબી ફાતમા [ર] એ રૂદન કરવા માંડયું. ફરી બીજીવાર કાનમાં કંઇક કહ્યું એટલે હસવા માંડયું. બધા માણસો વિસ્મીત હતા કે હઝરત બીબી ફાતમા [ર.] સાથે શી વાતો થઇ.

**હું જનાર છું અને તમે આવનાર છો.**

વફાત પછી હઝરત ફાતમા (ર) એ કહ્યું પહેલાં મને કાનમાં કહ્યું—હું દુનિયાથી જનારો છું. ત્યારે મેં રડવા માંડયું ફરી તેઓએ કહ્યું—સૌથી પહેલાં તમે મારી પાસે આવશો ત્યારે મેં હસવા માંડયું. થયું પણ એમજ કે હઝરત બીબી ફાતમા (ર.) હ૦ રસુલુલ્લાહ (સ)ના ૭ મહીના પછી વફાત પામ્યાં.

**છેલ્લા શબ્દો.**

હઝરત રસુલુલ્લાહ [સ.]નો આખર વખત આવ્યો ત્યારે આપની જીભ ઉપર ઉમ્મતી ઉમ્મતી (મારી કોમ, મારી કોમ) ના શબ્દો હતા અને ફરી ફરમાવ્યું—અલ્લાહ મારો સરસ સોબતી છે અને "રફીકે આલા" એ આ દુનિયામાં આપનો છેલ્લો શબ્દ હતો. જે પછી હઝરતની રૂહ શરીરમાંથી નીકળી અલ્લાહની પાસે ચાલી ગઈ.

**ઉમર અને વફાત.**

વફાતના વખતે હઝરત રસુલુલ્લાહ [સ.] ની ઉમર ૬૩ વરસની

હતી, હીજરી સને ૧૧ ના રબીઉલ અવ્વલની બીજી તારીખ અને સોમવારનો દીવસ હતો, જન્મ સોમવાર તા. ૯ મી અને વફાત પણ સોમવાર તા. ૨ જીએ થઇ. વફાતની તારીખમાં જો કે મતભેદ છે છતાં ખરી વાત એ છે કે જન્મ તા. ૯ મીએ અને વફાત તા. ૨ જીએ થઇ હતી. વફાતની ખબર ફેલાતાં એહલે બૈત અને બધા સહાબા ઉપર રંજ અને શોકની વીજળીઓ ટુટી પડી. હઝરત ઉમર (૨) તો ગાંડા જેવા થઇ ગયા તેઓએ તરવાર મ્યાનમાંથી તાણી લીધી અને કહ્યું—જે માણસ કહેશે કે હ૦ રસુલુલ્લાહ (સ) મરી ગયા છે તેને હું રેંસી નાંખીશ, હઝરત અબુ બકરે કુર્આનની આયત વાંચી કે "બધાએ મરવાનું છે" ત્યારે હઝરત ઉમર ધીરા પડયા.

**ખિલાફતની ગોઠવણ.**

અરબસ્તાનમાં કેળવણી સામાન્ય નહોતી, અને અંદર અંદરની લડાઇ ઉભી થવાનો પણ સંભવ હોવાથી સહાબાએ પહેલાં હ૦ રસુલુલ્લાહ [સ] ની ખિલાફત અને જાનશીનની ગોઠવણ કરી. બધાએ મળીને હઝરત અબુબકર [૨] ને હઝરત રસુલુલ્લાહ (સ,) ના જાનશીન અને ખલીફા ચુંટી કાઢયા તેમના હાથ ઉપર વફાદારીની પ્રતિજ્ઞા લીધી, શરૂઆતમાં અનસારે હઝરત સાઅદ બિન અબાદા (૨) ને ખલીફા ચુંટવા ધાર્યા હતા પણ સૌની દ્રષ્ટિ હ૦ અબુબકર ઉપર હોવાથી તેઓજ ખલીફા ચુંટાયા.

**દફન ક્રિયા,**

ખિલાફતની ચુંટણીનું કામ પુરૂં કરી બીજા દીવસે મંગળવારે હ૦ અલી (૨.)અને બધા અહલેબૈતે જનાઝો તૈયાર કર્યો. નમાઝ પઢવામાં આવી, હજારો માણસોનાં ટોળાં બધા હતાં અને જુદીજુદી જનાઝાની નમાઝ પઢતા હતા, રાત્રે હઝરત આયેશા [૨] ની કોઠ-

ડીમાં જ્યાં દેહ છોડયો હતો ત્યાં દફન કરવામાં આવ્યા. અને હઝરત અલીએ કબરમાં ઉતરીને દફન કરવાની મોટાઇ મેળવી.

## ૯૦ રસુલુલ્લાહ ( સ. ) નો ચહેરો.

રંગ ગોરો હતો. ગાલ સાફ અને સુંદર હતા, જડબાં ફુલેલાં નહોતાં તેમ હાડકામાં ધસેલાં નહોતાં. આંખોની પુતળીઓ ઘેરા કાળા રંગની હતી, આંખ્યોમાં રાતા ડોરા પણ હતા, ડાઢી ઘટ અને ભરેલી હતી, માથાના વાળ લાંબા હતા અને ઘણે ભાગે ખભા સુધી રહેતા અને કોઇકે વેળા કપાવી પણ નાંખતા, દાંત છેવટ સુધી કાયમ હતા અને તે ખુબ સફેદ તથા ચળકતા હતા, હોઠ રાતા અને ચહેરો રૂવાબદાર હતો.

## બાકીનું શરીર.

કદ ઘણું લાંબુ નહોતું કે નહોતું ઠીંગણું, શરીર નહોતું જાડું કે નહોતું પાતળું, છાતી ખુબ પહોળી અને ભરેલી હતી પીઠ ઉપર કબુતરના ઇંડા જેવી ઉંડેલી મોહરે નબુવત હતી. હાથપગ અનુકુળ મોટા અને ખુબ પહોળા હતા. ગરદન લાંબી હતી અને પગના તળવામાં માંસ ઓછું હતું.

## ચાલ ઢાલ

હ. રસુલુલ્લાહ (સ.) રસ્તો ચાલતા ત્યારે પગ એવી રીતે જમાવીને મુકતા હતા કે જાણે કોઇ ઉંચી જગા પરથી નીચે ઉતરી રહ્યા છે એટલે પગ ઉપર બધા શરીરનો ભાર દઇને અને પગ બરાબર જમાવીને ઉપાડતા હતા. અને ઘણા ઉતાવળા ચાલતા હતા. ચાલતી વેળા પાછા ફરીને જોતા નહતા. નજર નીચી રાખતા, આપની ચાલવાની છટા ઘણી સરસ અને દીલપસંદ હતી.

## વાતચીત

હ. રસુલુલ્લાહ (સ.) નો અવાજ ઘણો ઉંચો અને ગર્જના

ભર્યો હતો. જ્યારે વ્યાખ્યાન (ખુતબો) કરતા ત્યારે સાંભળનારાઓ ઉપર ઉંડી છાપ પડતી. સાધારણ વાતચીત દરમ્યાન પણ જાળવી જાળવીને છુટા છુટા શબ્દો બોલતા હતા. અને સાંભળનાર તે શબ્દો યાદ કરી લેતો, કેટલીક વાર એક એક શબ્દને કેટલી કેટલી વાર ફેરવીને કહેતા કે સાંભળનારો સારી રીતે સમજી શકે. હ. રસુલુલ્લાહ [સ.] પોશાક ઘણો તંગ પહેરતા નહોતા કે નહોતા પહેરતા ઘણો ઢીલો. સામાન્ય રીતે આપનો પોશાક, ખમીસ, લુંગી અને પાઘડીનો હતો. ખમીસ ઉપર યમની ચાદર ઓઢી લેતા હતા. અને કદી ઝબ્બો પણ પહેરતા હતા. પાયજામું આપે જો કે પહેર્યું નથી પરંતુ જ્યારે જોયું ત્યારે પસંદ કર્યું અને કહ્યું એમાં સારો પરદો છે પગમાં સામાન્ય રીતે ચંપલ પહેરતા અને જોડા પણ પહેરતા.

## ખોરાક

આપનો ખોરાક ઘણો સાદો હતો. વગર ચાળેલા જવના લોટની રોટલી ખાતા હતા, ઉંટ, બકરી ઘેટી અને દુમ્બાનું ગોસ્તપણ પસંદ કરતા હતા, ખજુરો, દુધ, મધ અને સરકો પણ ખાતા હતા. ઘણે ભાગે રોજા રાખતા, અને ફાકા કરતા, ફળ અને લીલા મેવા પણ પસંદ હતા પણ મધ અને દુધ સૌથી વધારે પસંદ હતાં. અને સુરવામાં ચોળેલી રોટલી પણ પસંદ કરતા હતા.

## સ્વભાવ

મુસલમાનોની સાથે રસ્તો ચાલતા ત્યારે સરદારો માફક આગળ ચાલતા નહી, કદી તેમની વચ્ચે રહેતા અને કદી મુસલમાનોને આગળ રાખતા અને પોતે પાછળ રહેતા, રસ્તામાં અને લડાઇમાં પાછળ ફરીને જોતા નહોતા. રસ્તે ચાલતાં આપની ચાદર કાંટામાં ભરાઇ

જતી ત્યારે ચાદર ત્યાંજ પડતી મુકતા અને પાછા ફરીને કાઢતા નહોતા પાછળથી સહાબા ચાદર કાંટામાંથી કાઢી લેતા.

## પરસેવો

વહી આવતી ત્યારે આપના કપાળ ઉપર પરસેવો આવતો અને સામાન્ય રીતે આપના કપાળ ઉપર હમેશાં પરસેવાનાં બિંદુ રહેતાં અને ઠંડીની મોસમમાં પણ પરસેવો આવતો. આપના પરસેવામાં એક પ્રકારની સુવાસ હતી સહાબા અને સ્ત્રીઓ પોતાનાં લુગડાં પુછીને તબરૂક તરીકે પોતાની પાસે રાખતા હતા.

## કુશ્તીનો શોખ.

પયગમ્બરી મળ્યા પછી પણ હઝરતને કુસ્તી લડવાનો શોખ હતો. એક મશહુર પહેલવાન આવ્યો અને તેણે કહયું કે જો મોહંમદ (સ.) મને પછાડશે તો હું મુસલમાન થઈ જઇશ. આપે તેની માગણી કબુલ રાખી અને ત્રણ વાર કુશ્તી લડી અને દરેક વખત તે પહેલવાનને પછાડયો એટલે તે પહેલવાન મુસલમાન થઇ ગયો.

## નજીવી કીમતનાં કપડાં

હ. રસુલુલ્લાહ (સ.) ઘણી નજીવી કીમતનાં કપડાં પહેરતા હતા પણ કદી ભેટ સોગાદમાં આવેલાં કીમતી કપડાં પણ પહેરતા હતા. એક વખત ઇદના દીવસે હઝરત ઉમરે અરજ કરી આપ પણ કોઇ સારો પોશાક ખરીદ કરો. ફરમાવ્યું—જેને પરલોકનું સુખ જોઇતું હોય તે સારાં કપડાંની ઇચ્છા રાખતો નથી, મારી ઇદ ગરીબોની સાથે છે અને તેમને સારાં કપડાં મળતાં નથી.

## છાજલી વાળી ટોપી.

હ. રસુલુલ્લાહ (સ.) હમેશા એક સફેદ લાંબી ટોપી પહેર્યા કરતા અને તેની ઉપર કાળી પાઘડી બાંધતા હતા, પણ લડાઇમાં એવી જાતની ટોપી પહેરતા જેની આગળ કાન એટલે છાજલી

જેવી રહેતી હતી અને આંખો ઉપર તડકો ન પડે એટલા માટે એવી ટોપી પહેરતા હતા. આપની પાઘડી ભારે અને ઘણી મોટી નહોતી અને છેડો પણ નહાનો રાખતા હતા.

## ટુવાલ અને બીછાનું.

હ. રસુલુલ્લાહ (સ) વઝુ પછી એક રૂમાલ વડે મોઢું લુંછતા પણ પગ લુંછવાનો રૂમાલ જુદો હતો આપનું બીછાનું ટાટનું હતું. તેની ઉપર બેસતા ત્યારે શરીર ઉપર તેનાં નિશાન પડી જતાં, એક અનસાર બાનુએ આ હાલત જોઇને એક નરમ ગાદલો મોકલાવ્યો આપે એ ગાદલો પાછો ફેરવતાં કહ્યું—મને આ ટાટ ( ગુણપાટ ) ઘણો ગમે છે. સાદડી ઉપર પણ બેસતા હતા.

## શહેનશાહે દીનનો વારસો

વફાત પછી હઝરત આયશા ( ર ) એ સહાબા [ર.] ને થીગડાં મારેલી એક ચાદર અને એવીજ એક લુંગી બતાવીને કહ્યું કે તમારા રસુલુલ્લાહ [સ.] એ આ વસ્તુઓ વારસામાં મુકી છે. હમેશાં એ જ વસ્તુઓ વાપરતા અને કહેતા હતા કે હું એક અદના માણસ છું અને અદના માણસે સારાં કપડાં કરતાં ખુદાની રઝામંદી વધારે પ્રમાણમાં મેળવવાની આરઝુ રાખવી જોઇએ.



# થોડોક ખુલાસો.

---

હઝરત ખાજા હસન નિઝામી સાહેબને સીરતે નબવી સંબંધી પુછાયેલા કેટલાક સવાલોનો સામાન્ય ઉત્તર વાળતાં, તેઓ છેલ્લા એક પત્રમાં લખે છે કે મારી લખેલી સીરતે નબવીનો ગુજરાતી તરજુમો નેકદીલ મુસલમાનોની મદદ સાથે કેટલીયવાર છપાઇ મફત વ્હેંચવામાં આવ્યાનો મને ઘણો હર્ષ થયો છે. અલ્લાહ તાલા એ બધા મુસલમાનોને બન્ને જહાનમાં તેનો સરસ બદલો આપશે. હાલમાં તમે સીરતે નબવીની નવી આવૃતી બહાર પાડવા માગો છો તેથી આ નવી આવૃતીમાં અને હવે પછી બહાર પડનારી આવૃતીઓમાં જ્યારે પણ તે છાપવાની જરૂર પડે—મારો આ પત્ર અવશ્ય પ્રગટ થવો જોઇએ.

સીરતે નબવીના વાંચકોએ યાદ રાખવું જોઇએ કે મેં આ કિતાબ ઓરતો, બાળકો, થોડું ભણેલા મુસલમાનો અને તાજેતરમાં મુસલમાન થયેલા માણસો માટે લખવામાં આવી હતી અને ઘણી ઉતાવળમાં લખાઈ હતી, કેમકે રબીઉલ અવ્વલનો મહીનો પાસે આવી ગયો હતો. હિન્દના દરેક શહેરમાંથી મારી પાસે પત્રો આવી રહ્યા હતા કે અત્યાર સુધી હઝરત પયગમ્બર (સ.)ના જે જીવન ચરિત્ર લખાયા છે તે સહેલી, સરળ અને સાદી ભાષામાં નથી તેથી થોડું ભણેલા અને સાધારણ બુદ્ધિના માણસોને ઘણી મુશ્કેલી પડે છે. એટલે મુસલમાનો સામાન્ય ખાહેશ અને જરૂરને બંધબેસ્તી થઇ પડે એવું જીવન ચરિત્ર લખવાનો મેં ઇરાદો કર્યો. આ કામ માટે મારી પાસે જીવન ચરિત્રના મોટા મોટા ગ્રંથો અરબી, ફારસી અને ઉર્દુ ભાષાના મોજુદ

હતા. મેં એ બધા ગ્રંથોમાંથી "તારીખે બુખારી" "તારીખે તિબરી" "તબકાત ઇબ્ને સાઅદ", 'શમાયલ તિરમીઝી" અને મોલાના શિબલીની "સીરતુન્નબી" વીણી લીધા અને એ ગ્રંથો રાખીને કામ શરૂ કર્યું.

પુસ્તક લખવાનું શરૂ કર્યા પહેલાં થોડાક ઉદ્દેશ્ય મેં મગજમાં મુકરર કર્યા અને તે એવા હતા કે પુસ્તક સૌથી વધારે સ્હેલું અને દરેક સમજી શકે એવું લખવું, મોટા મોટા બનાવો જે દશ વીશ પાનામાં આવે છે તે બે ચાર લીટીમાં એવી રીતે સમાવવા કે તેમાંનો કોઈ મુદ્દો માર્યો ન જાય અને લંબાણ પણ થાય નહીં. વળી આ ઉદ્દેશ્ય પણ મારી સામે હતો કે હઝરત પયગમ્બર (સ.) ના જીવનના એવા બનાવો રજુ કરવા કે જે બીન મુસ્લિમો અને આજ કાલના સ્વતંત્રતાવાદી મુસ્લિમ યુવકોના મન ઉપર હઝરત પયગમ્બર (સ.) ના જીવનની સારી છાપ પાડી શકે, આર્ય સમાજ વાળાએ હઝરત પયગમ્બર [સ.] સંબંધી ફેલાવેલી ખોટી વાતો પોતાની મેળે રદ થઇ જાય અને તેની અસર મન, મગજ અને વિચારમાંથી દુર થાય. એક એક બનાવને સ્પષ્ટ રીતે છુટો પાડવાની એટલા માટે કોશીશ કરી છે કે નાની વાત દરેક માણસને યાદ રહે છે અને લાંબી વાત કોઈ માણસ યાદ રાખી શકતો નથી.

**ઉદ્દેશ્ય**

ઉપરના ઉદ્દેશ્ય ઉપરાંત એક બીજો ઉદ્દેશ્ય પણ જરૂરનો હતો કે પુસ્તકમાં વર્ષ અને મહીનાનો ક્રમ પણ બરાબર રાખવો જોઇએ, સાથેજ એ પણ ધ્યાનમાં રાખવાનું હતું કે અમુક બનાવ પહેલાં બન્યો અને અમુક બનાવ પાછળથી બન્યો હતો.

**ઇતિહાસિક ચર્ચા**

કેમકે હઝરત પયગમ્બર (સ.)નું જીવન ચરિત્ર લખનારાઓએ પહેલાંના બનાવ છેવટમાં અને છેવટના બનાવ પહેલાં લખ્યા છે. જીવન ચારિત્રનાં બધાં પુસ્તકો વાંચ્યા પછી મને ધ્યાન આવ્યું કે જો તપાસ ની ઉંડાણમાં ઉતરીશ તો ત્રણ ચાર વર્ષમાં પણ આ પુસ્તક પુરૂં થવાનું નથી. કેમકે પુરાતન કાળમાં લોકો વર્ષ અને તારીખ તરફ ઝાઝું ધ્યાન આપતા નહોતા. તે એટલી હદ સુધી કે હઝરત પયગમ્બર (સ.) ની વફાત (દેવલોક પામ્યા) ની તારીખ પણ ખાત્રી પુર્વક બતાવી શકતા નથી. હઝરત આયશા (રઝી) ની ઉમરમાં પણ મતભેદ છે કે તેમનાં લગ્ન હઝરત પયગમ્બર (સ.) ની સાથે કેટલાક વર્ષની ઉમરમાં થયાં હતાં. કોઈ છ વર્ષ કહે છે, કોઈ નવ વર્ષ બતાવે છે કોઇ બાર અને કોઇ અઢાર વર્ષ કહે છે. છેવટમાં મોલાના શિબલી જેવા સંશોધક અને ઇતિહાસીક પુરૂષ પણ—જેઓએ વરસોની તપાસ અને મહેનત પછી "સીરતુન્નબી" લખી હતી તેઓ પણ વર્ષ અને તારીખનો ભેદ દુર કરી શકયા નથી. તેથી એ ચર્ચામાં ઉતરી વખતનો ભોગ આપવાનું મને યોગ્ય લાગ્યું નહી. એટલે સાદી, સહેલી અને સરળ ભાષામાં સીરતે નબવી લખવાનો ઉદ્દેશ્ય પાળવાનું પુરતું ધારવામાં આવ્યું કે સર્વ કોઇ સમજી શકે એવી ઢબે પુસ્તક લખવું અને એવા બનાવો ભેગા કરવા કે જે નવ મુસ્લિમો, બીન મુસ્લિમો, ઓરતો, બાળકો, અને થોડું ભણેલા માણસોમાં ઉપયોગી અને અસર કારક નીવડે.

**એક પત્ર.**

અબ્દુલ રહેમાન માંડવીયા સાહેબનો ગુજરાતથી મારા ઉપર એક પત્ર આવ્યો છે જેમાં મારી લખેલી સીરતે નબવીના ચોક્કસ પૃષ્ટો સંબંધી પુછવામાં આવ્યું છે. એમના બધા સવાલોનો સંબંધ ઇતિહાસીક ચર્ચા સાથે હતો. મેં તેમને ઉતર વાળ્યો છે.

જે આ પત્રના છેલ્લા ભાગમાં છે. મારો એ જવાબ વાંચ્યા પછી વાંચકોને મારી મુશ્કેલીઓનો કઇંક ખ્યાલ આવી શકસે. સાથેજ તેઓ સમજી શકશે કે હઝરત પયગમ્બર (સ.) ના બાળકોનાં નામો અને જન્મના દીવસ તથા તારીખોની વાતો એટલી અગત્યની નથી જેટલી અગત્ય હઝરત પયગમ્બર (સ.) ના જીવનના તે બનાવોની છે કે જે વાંચીને લાખો બીન મુસ્લીમોનાં મનમાં હઝરત પયગમ્બર (સ.) તરફ માન અને પ્રેમ ઉત્પન્ન થાય છે, તે માન અને પ્રેમ વ્યક્ત કરનારા પત્રો નામ. વાઇસરોય લોર્ડ ઇરવીન, પંજાબના ગવરનર યુ. પી. ગવરમેન્ટ, ઘણાં અંગ્રેજ વિદ્વાનો, હિન્દુસ્તાનના હિન્દી રાજાઓ અને હિન્દુ આગેવાનો તરફથી મને મળ્યા છે. તેમાંના ઘણાએ લખ્યું છે કે એવું અસરકારક પુસ્તક હઝરત પયગમ્બર (સ.) ના જીવન ચરિત્રનું આજ સુધી અમારા વાંચવામાં આવ્યું નથી. દરેક બનાવ ઘણો સાફ અને અતિશય અસરકારક છે. એ બધા બનાવો વાંચતા અમારા મનપર હઝરત પયગમ્બર (સ.) ની પવિત્ર જીંદગીની ઘણી સરસ છાપ પડી છે. જે ખોટી વાતો અત્રે વાંચી અને સાંભળી હતી તે બધી અમારા મન અને મગજમાંથી દુર થઇ છે.

વર્ષ, તારીખ, બાનુઓ [અઝવાજ] અને ઓલાદના નામોની તપસીલ અને વ્યાખ્યા ઘણાં પુસ્તકોમાં મોજુદ છે. કદાચ મારા પુસ્તકમાં એની પુરી તપશીલ ન હોય અથવા કોઇ ભુલ થઈ હોય તો વાંચકોએ દરગુજર કરવી જોઈએ. એજ વાત મે મી. અબદુલ રહેમાન માંડવીયાને આપેલા જવાબમાં લખી હતી. મી. અબદુલ રહેમાન માંડવીયા સાહેબને આપેલા જવાબમાં મેં વારંવાર વચન આપ્યું છે કે હવે પછીની આવૃતીમાં એ બધી બાબતો હું સુધારી લઇશ. પરંતુ જ્યારે મેં એ સુધારા દાખલ કરવાનો ઇરાદો કર્યો ત્યારે

જણાયું કે એ કામ માટે ઘણા લાંબા વખતની જરૂર છે, અને મારા કામનાં રોકાણો એટલાં બધાં વધી ગયાં છે કે ઇતિહાસીક ચર્ચામાં હું વખત રોકી શકતો નથી.

મી. અબદુલ રહેમાન સાહેબના કાગળના જવાબમાં મેં એમ પણ લખ્યું છે કે હવે પછીની આવૃતીઓમાં એ પુસ્તકોનો હવાલો પણ આપવામાં આવશે કે જે પુસ્તકોમાંથી બનાવ

**પુસ્તકોના હવાલા.**

લેવામાં આવ્યો છે.પણ આજે હું પણ એને ઘણું મુશ્કેલ કામ ધારૂં છું. કેમકે દરેક બનાવ જુદો જુદો વાંચવો અને ફરી મોટાં પુસ્તકોમાં તે શોધવો અને તેના પાનાનો હવાલો દરેક પાના ઉપર આપવો એ ઘણું અઘરૂં કામ છે. આજે એ બધાં પુસ્તકોનાં એક સામટા નામ આપવામાં આવ્યાં છે. જો કોઈ માણસને એ બનાવોમાંનો કોઈ બનાવ તે પુસ્તકોમાં ન મળે તો તેઓ મને પુછી શકે છે કેમકે કોઇ એક ખાસ બનાવ તે પુસ્તકોમાંથી શોધીને હું બતાવી શકું છું. પરંતુ સીરતે નબવીના બધા બનાવોના હવાલા લખવાનું કામ અત્યારે ઘણું અઘરૂં છે. વાંચકોએ આ ખાસ વાત ધ્યાનમાં રાખવાની છે કે જે ઉદ્દેશ્ય તળે આ પુસ્તક લખવામાં આવ્યું છે તે ઉદ્દેશ્ય સંપુર્ણ રીતે સચવાયો છે કે કેમ. ઈતિહાસિક ચર્ચામાં ઉતરવાનો હેતુ પહેલાંથીજ મે મારા ઉદ્દેશ્યમાં રાખ્યો નહોતો તેથી એવી ચર્ચા આ પુસ્તકમાં ભાગ્યેજ દેખાશે.

છેવટમાં ફરી હું તે મુસલમાનોને મુબારકબાદ આપું છું જેઓએ આ પુસ્તકનો ગુજરાતી તરજુમો છપાવીને મફત વ્હેંચવામાં મદદ કરી છે. કેમકે મારી માન્યતા પ્રમાણે જો કે મે ઘણી રીતે ઇસ્લામની ખીદમત કરી છે, પણ મારી મુક્તિના કારણ તરીકેનાં માત્ર બે કામ નિવડવાની વકી છે. એક કુરાન શરીફનો હિન્દી તર-

જુમો અને બીજું સીરતે નબવી. એટલે જે લોકોએ સીરતે નબવી અને કુરાન મજીદનો હિન્દી તરજુમો તૈયાર કરવામાં તથા તબલીગ અને ફેલાવામાં મદદ આપી છે અથવા કોઇ બીજી રીતે ભાગ લીધો છે તેમની નજાત અને મુક્તિનો પણ મને વિશ્વાસ છે. મારી પ્રાર્થના છે કે અલ્લાહતાલા આપણુ બધાની દીની અને દુનયવી મુરાદો આ સેવાના પ્રતાપે પુરી કરે. આમીન! તા. ૨૯ મી મહોર્રમ સને ૧૩૫૦ હી૦

(હઝરત ખ્વાજા) **હસન નિઝામી** (સાહેબ)

---

## મી. અબ્દુલ રહેમાન માંડવીયા સાહેબના પત્રનો જવાબ.

દિલ્હી તા. ૨૩ મી માર્ચ ૧૯૩૧

મોહિબ્બુલ ફુકરા અબ્દુલ રહેમાન માંડવીયા સાહેબ. અસ્સલામો અલયક! આપના પત્રનો જવાબ આપવામાં ઢીલ થઇ ગઈ, માફ કરશો. પૃષ્ઠ ૧૪૯ સીરતે નબવી અને પૃષ્ઠ ૧૯૬ તથા ૨૬૧ વિષે આપે સવાલ કર્યો છે કે હઝરત કાસિમ અને હઝરત તૈયબ તથા હઝરત તાહિર, ત્રણ બેટા હઝરત ખદીજા (રઝી) ના નહોતા પણ કાસિમ અને અબદુલ્લા માત્ર એ બે બેટા હતા, જેમનો એલકાબ તૈયબ અને તાહિર હતો. એ તદ્દન ખરૂં છે. હું ધારૂં છું કે મારા લખવામાં ગોઠવણુની ભુલ થઈ છે જે આવતી આવૃતિમાં સુધારી લેવામાં આવશે. હઝરત ઇબ્રાહીમ મારિયા કિબ્તિયાને પેટે અવતર્યા હતા. એ પણ સુધારી લેવામાં આવશે. પૃષ્ઠ ૧૪૪ હઝરત ઝયનબનો જન્મ, પૃષ્ઠ ૨૪૬ હઝરત રૂકૈયાનો જન્મ અને પૃષ્ઠ ૨૬૭માં હઝરત ઉમ્મે કુલસુમના જન્મ વિષેની હકીકત છે પણ હઝરત ફાતમા

(રઝી) ના જન્મની હકીકત નથી. એ બધી બાબતો પણ બીજી આવૃતિમાં સુધારી લેવામાં આવશે. ખરી વાત તો એ છે કે ચારિત્ર્યના પુસ્તકોમાં વર્ષ સંબંધી ઘણો મતભેદ છે. મોલાના શિબલી પણ પોતાની સીરત લખતી વેળાએ મતભેદથી ગભરાઇ ગયા હતા અને કેટલેક ઠેકાણે તેઓએ પણ તારીખો સંબંધી ભુલ કરી છે, કારણ એ છે કે પ્રાચીન કાળના ઇતિહાસકારો વર્ષ અને તારીખનો ઘણો ઓછો ખ્યાલ રાખતા હતા.

પૃષ્ઠ ૨૮૭ વિશે આપે બતાવેલી શંકા ઉપરથી અવતારનો સવાલ પેદા થાય છે એ વિચાર ઠીક છે. વળી મીલાદ શરીફનાં બધાં પુસ્તકોમાં આપે વાંચ્યું હશે જે ઓરતો અને બાળકોની મીજલસોમાં પણ વંચાય છે કે એકજ નુર હતું જે હઝરત આદમ (અ) હઝરત નુહ (અ.) હઝરત ઇબ્રાહીમ (અ) અને હઝરત ઇસા તથા મુસા (અ.) માં પ્રગટ થતું આપણા હજુર (સ.) સુધી આવ્યું હતું, છતાં પણ એ વાત હું કબુલ કરૂં છું કે આવી બાબતો બાળકો અને ઓરતોની સમજણથી ઘણી ઉંચી છે એટલે નવી આવૃતિમાં એ બાબે પણ વિચાર કરીશ.

પૃષ્ઠ ૪૮૫ નો સવાલ પણ વર્ષ અને તારીખના વિષયમાં આવી જાય છે, ભવિષ્યમાં ખુદાએ ચાહ્યું તો હઝરત પયગમ્બર (સ) નાં બધાં બાનુઓ અને ઓલાદનાં નામ તથા જન્મની તારીખો સનંદી રીતે શોધ ખોળ કરીને લખીશ. પૃષ્ઠ ૫૩૨ અને ૫૩૬ ના સવાલ પણ એવીજ ઇતિહાસીક શોધ ખોળના મોહતાજ છે. પૃષ્ટ ૬૧૯ વિષે લખવાનું કે મોલાના શિબલીની "સીરતુન્નબી" માં પણ એ બનાવ મોજુદ છે, અને બધી અરબી ભાષાની કિતાબોમાં પણ છે કે નજાશીએ ખાલિદ બિન સઇદ મારફતે

ઉમ્મે હબીબાનો ગાયબાના (પરોક્ષ) નિકાહ કરાવ્યો અને એ વાત માત્ર હઝરત રસુલુલ્લાહ [સ.] માટે ખાસ હતી.

બાનુઓની સંખ્યાની વાત પણ નવી આવૃતીમાં આવી જશે. આ એડીશનમાં મેં એ વાતોને અગત્યની નહોતી ગણી પણ આ કિતાબ તે બનાવોનો ફેંસલો કરવા માટે લખવામાં આવી છે જે મુસલમાન ઓરતો અને બાળકોમાં મશહુર થવા લાયક છે. અને જેથી બીન મુસલીમોના તે આક્ષેપો દુર થાય છે જે તેઓ હઝરત પયગમ્બર (સ.) ઉપર કરે છે. સાથેજ હઝરત પયગમ્બર (સ.) ના ચારિત્ર્યમાંનો તે ભાગ મશહુર કર્યો છે. જેથી લોકો અજાણ્યા છે તથા જેની વર્ત માન કાળની બીન મુસ્લિમ કોમો ઉપર, પ્રગટ થવાથી સારી અસર થઇ શકે છે અને થાય છે.

નવી આવૃતિમાં તે પુસ્તકોનાં નામ પૃષ્ટો સાથે લખી દેવામાં આવશે કે જેમાંથી તે વિષયો લેવામાં આવ્યા છે.

દુઆગો

હસન નિઝામી.



આ ચોપડી અમદાવાદ પાનકોરના નાકે વાસુદેવ પ્રીન્ટીંગ પ્રેસમાં ઇશ્વરલાલ મોતીલાલે છાપી.